


॥ સેવાધર્મઃ પરમ ગહનો યોગીનામપ્યગમ્યઃ ॥




કર્મવીર

સ્વ. લલ્લુભાઇ શંકરભાઇ ભટ્ટને

: તથા :

સ્વ. પ્રહ્લાદજી દલસુખરામ ભટ્ટને

કે જેઓએ

જ્ઞાતિસેવાનું સૂત્ર અણનમ ટેકે દીપાવ્યું છે

–છેલ્લાં આઠ વર્ષથી જેનું સંચાલન ચાલુ છે–

ઉનેવાળ સૃષ્ટિમાં ઘેર ઘેર વંચાતુ અને સર્વમાન્ય દ્વિમાસિક

# ઉનેવાળ બંધુ



જેની સાથે
('સેવા સમાજ' પત્રિકા જોડવામાં આવી છે)

આપ સહાયક યા ગ્રાહક છો ? ન થયા હો તો
થઇ જવું એજ આપનો જ્ઞાતિધર્મ છે.

: સહાયક લવાજમ :
રૂ. ૩–૦–૦

: ગ્રાહક લવાજમ :
રૂ. ૧–૪–૦

:શુભાશુભ પ્રસંગે ફુલપાંખડી આપવા ચુકશો નહિ:

## શ્રી ઉનેવાળ બંધુ: કાર્યાલય

ઠે:–બાલાજીરોડ

સુરત

# આમુખ




"શ્રી ઉનેવાળ સેવા સમાજ" (અમદાવાદ)ની અનેક પ્રકારની નિઃસ્વાર્થ સ્વજ્ઞાતિ સેવા સૌને સુવિદિત છે. તેના ઉદ્દેશો સેવાભાવી અને સર્વગ્રાહી છે. બંધુભાવે સેવા કરતા આ મંડળની કાર્યશકિત વિસ્તૃતપણે ફેલાયેલી હોઇ સમસ્ત જ્ઞાતિને ટૂંક સમયમાંજ પ્રિય થઈ પડી છે. અને તેમા પૂરવણી કરતી આ સાહિત્ય સેવા (ઇતિહાસની પ્રસિદ્ધી) આપણી જ્ઞાતિમા ચિર સ્મરણીય રહેશે.

આ ઇતિહાસ તે કંઇ નવીન નથી. અત્યાર સુધી, આપણી જ્ઞાતિના સુપ્રસિદ્ધ પત્રો–'અભ્યુદય', 'બંધુ' અને 'સેવાસમાજ : પત્રિકા'મા સેવાભાવથી પ્રકટેલી એક ચાલુ લેખમાળાનો સંકલના–બદ્ધ અને સંક્ષિપ્ત સંગ્રહ છે

આ પુસ્તકનો 'પૂર્વાર્ધ' ભાગ પૌરાણિક અને ઐતિહાસિક છે. તેમાં કોઇપણ જાતની કૃત્રિમતા ન છવાઇ જાય તે માટે ખાસ કાળજી સેવી છે. જ્યારે 'ઉત્તરાર્ધ'મા જ્ઞાતિ ઉપયોગી વાનગીઓનો સમાવેશ કરવામા આવ્યો છે. પુસ્તકમાં પીરસાયેલી તમામ વાનગી સ્થાનપાત્ર અને સુસંગત છે કે કેમ, તેનો નિર્ણય કરવાનુ કાર્ય સુજ્ઞ વિવેચકોનું છે.

કોઈ એમ ન માની લે કે, આ ઇતિહાસ સંપૂર્ણ છે. સંપૂર્ણ અને સવિસ્તર ઇતિહાસ રચવા માટે તો ઘણાં સાધનોની અને ઘણા સમયની જરૂર પડે. એટલે કહેવાનો આશય એજ છે કે, બની શકયાં તેટલાં શકય સાધનો (શિલાલેખો, પૌરાણિક અને ઐતિહાસિક ગ્રંથો, પાળીયાઓ વિ) ના સંશોધનમાંથી મને જે કાંઇ જ્ઞાતિ ઉપયોગી સામગ્રી મળી છે, તે મૂળ સ્વરૂપમાંજ અત્રે રજુ કરી છે.

આજે સ્વજ્ઞાતિનો ઇતિહાસ સેવાભાવથી પ્રકટ કરી 'શ્રી ઉનેવાળ સેવા સમાજ' એ જ્ઞાતિમાં નવીન પ્રાણ પૂર્યો છે મંડળની બાકિ ઉમેદો નિર્વિઘ્ને બર આવો, એજ માતુશ્રી કનકેશ્વરી પ્રત્યે સુપ્રાર્થના. તા. ૧–૭–૧૯૩૭

ટી. એલ. સંસ્કૃત પાઠશાળા
૧૨૫, ગુલાલવાડી
મુંબઇ નં. ૪

શાસ્ત્રી રેવાશંકર મેઘજી પુરોહિત
(દેલવાડાકર)






# નિવેદન



આપણા જ્ઞાતિક્ષેત્રમા આ પુસ્તકનું પ્રકાશન, એ એક નવીન સાહસરૂપ ગણી શકાય.

–આ પુસ્તકને નૂતનસ્વાંગ સજાવવા માટેની શ્રી. દલસુખરામ અંબાલાલ ભટ્ટ (દીનબન્ધુ)એ લીધેલી જહેમત પણ કયા ઓછી છે ? તેને સંકલનાબદ્ધ રચવાનું અને વધુ દેદીપ્યમાન બનાવવાનુ કાર્ય આપણી જ્ઞાતિના એ વિનયશીલ યુવકે કર્યું છે. એ ભાઇની એકધારી મુગી જ્ઞાતિસેવા સર્વવિદિત છે.

'ઉનેવાળ અભ્યુદય' અને 'ઉનેવાળ બંધુ'ના સંચાલકોએ સ્વજ્ઞાતિનો ઇતિહાસ પ્રસિદ્ધ કરવાની મુરાદ સેવેલી, પરતુ સંજોગોવશાત્ એ બર ન આવી. વર્ષોની એ તપશ્ચર્યા પછી 'શ્રી ઉનેવાળ સેવા સમાજ' એ ઇતિહાસનું પ્રકાશનકાર્ય હાથ ધર્યું.

આ ઇતિહાસના પુસ્તકને જ્ઞાતિબંધુઓ સમક્ષ પ્રસિદ્ધી આપવાનું પ્રયોજન એજ કે, તેઓ ભૂતકાળની યશગાથાઓ નીરખી, એ પુરાણા સંસ્મરણોને સાકાર બનાવી સમસ્ત જ્ઞાતિમા શૌર્યતા પ્રેરઆદર્શો સીચે.

આ ઇતિહાસને પ્રસિદ્ધિ આપવાના મંડળના ઠરાવને આજે પૂર્ણ સ્તેહથી રાચતો જોઈ અતિશય આનંદ થાય છે.

આવું પ્રથમ પુસ્તક જ્ઞાતિ સમક્ષ મૂકવાનો અમારો આ અલ્પ પ્રયાસ છે. જો જ્ઞાતિ જનતાને ગમશે, તો પ્રયાસ સફળ થયો લેખીશું.

'શ્રી ઉનેવાળ સેવા સમાજ' આજે એટલે તા. ૧૦ મી જુલાઈ ૧૯૪૭ના દીને અઢી વર્ષની ઉજવણી કરી જ્ઞાતિસેવાને ચરણે આ પ્રાસંગિક ભેટ ધરે છે. "સેવા સમાજ"ના પ્રકાશનને માટે, રા. શાસ્ત્રીજીએ તેમના જે પ્રકટ થયેલા લેખાંકો આપ્યા છે, તે બદલ અમો તેમના આભારી છીએ.

સમસ્ત જ્ઞાતિના પ્રત્યેક વાચક ભાઈબ્હેનોએ, આ પુસ્તક સંબંધી પોતાના સ્વતંત્ર વિચારો અમોને મોકલી આપવા વિનંતી છે.

ઇતિહાસના 'પ્રકાશન ફંડ'માં જે જે વડિલ બંધુઓએ મંડળને પ્રથમથી મદદ આપી છે, તે તે સર્વ બંધુઓનો મંડળ તરફથી હાર્દિક આભાર માનીએ છીએ.

શ્રી. બહેચરલાલ હરજીવન પંડયાના, શ્રી. દીનબંધુના શ્રી. મહેશ્વર અંબાલાલ ભટ્ટના તથા 'શ્રી ઉનેવાળ બંધુ' કાર્યાલયના પણ અમો અત્યંત ઋણી છીએ.

: વ્યવસ્થાપક કમિટી :
—શ્રી ઉનેવાળ સેવા સમાજ—



: આ પુસ્તકના વિદ્વાન લેખક :



શાસ્ત્રી રેવાશંકર મેઘજી પુરોહિત હલવાડાકર

## : મુખપૃષ્ઠના ચિત્રનું ભાવદર્શન :

ઉંચાણમાં જે દહેરી પર ધ્વજ ફરકી રહ્યો છે, તે ઉનેવાળ બ્રાહ્મણોની કુળદેવી શ્રી કનકેશ્વરીનું પ્રાચીન મંદિર છે તેની પાસે. આંજુબાજુ મધ્યગીરનું જંગલ દ્રશ્યમાન થાય છે. નીચેની સપાટી તરફ દૃષ્ટિ ફેંકીશું તો જણાશે કે, શીંગવડા નદી ભરપાણીએ વહી રહી છે ને તેના સામાકિનારા ઉપર એક ઉનેવાળ યુગલ (યુવક અને યુવતિ) કુળદેવીની આરતી ઉતારી રહ્યા છે. તેમની પાસે પૂજનનો થાળ પડેલો છે. તેઓ કુળદેવીને પ્રાર્થે છે કે,

"હે, કુળદેવી! અમો તારૂં પ્રેમથી પૂજન કરી રહ્યા છે. અમારી જ્ઞાતિની ઉન્નતિ ત્હારી કૃપા વડે છે, ને જ્ઞાતિમાંહેના દરેક જનમાં (આબાલથી વૃદ્ધ) તું શક્તિ પ્રેર. જ્ઞાતિબાળકોની શુભ વાંચ્છના છે કે, તું અમારી સ્નેહભરી માગણીનો અવશ્ય સ્વીકાર કરીશજ."

કલ્પના દોરનાર—પ્રકાશક

આ પુસ્તકમાં છપાયેલા

: કેટલાક બ્લોકો :

શ્રી 'ઉનેવાળબંધુ' ના

બંધુકૃત્યથી લેવામાં

આવ્યા છે.

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૫ | ૬ | વાઢેશા | વાઢેલ |
| ૫૦ | ૭ | અગસિંહ | અરિસિંહ |
| ૬૪ | ૩ | ૧૨૦૦ | ૧૨૩૧ |
| ૬૫ | ૧૭ | કયા હું છુ | કયા હું કહું છું |
| ૮૯ | ૩ | मन्दना | नन्दजा |
| ,, | ૪ | कुर्याज्जमध्यम् | कुर्याज्जगत्रयम् |
| ,, | ૬ | वर्णांमा | वर्णाभा |
| ,, | ૬ | कनक्रोतम | कनकोत्तमभूषण |
| ૯૨ | ૧૬ | સાચો | સામો |
| ૯૮ | ૨૫ | દહને | દેહને |
| ૧૨૦ | ૧ | પાશ્ચિમાત્ય | પાશ્ચાત્ય |
| ૧૨૧ | ૧૬ | હેનાતુ | હતુ |
| ૧૨૯ | ૧૫ | વૃદ્ધ | પ્રૌઢ |
| ૧૨૯ | ૨૧ | તેમનેજ | તેમણેજ |
| ૧૨૯ | ૨૭ | મહદેચ્છા | મહદિચ્છા |
| ૧૩૬ | ૧૧ | પ્રશંસક | પ્રશંસાપાત્ર |
| ૧૩૬ | ૧૨ | એક(?)ગુરુની | ગુરુની અથાગ |



# અનુક્રમણિકા.

## : પૂર્વાર્ધ :


| પ્રકરણ | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | ઉનેવાળ બ્રાહ્મણ જ્ઞાતિની પ્રાચીનતા | ૧ |
| ૨ | સંસ્કૃતિનો વિકાસ | ૫ |
| ૩ | ઉજાર પંથના સ્વામીઓ | ૯ |
| ૪ | વેજલ વાજો કોણ ? | ૧૩ |
| ૫ | જૈહરે ઉજાત | ૧૬ |
| ૬ | મોતીશા દિવાન | ૧૮ |
| ૭ | ઘેરાતાં વાદળ | ૨૧ |
| ૮ | ઉન્નતપુરના પાદરમાં | ૨૪ |
| ૯ | ભીષ્મ પ્રતિજ્ઞા | ૨૭ |
| ૧૦ | મુક્તિ સંગ્રામ | ૨૯ |
| ૧૧ | વીર મોખડાજી | ૩૨ |
| ૧૨ | વ્હેતી રૂધીરગંગા | ૩૪ |
| ૧૩ | આથમતો રાજ્યયુગ | ૩૭ |
| ૧૪ | સ્ત્રીઓનું અગ્નિ સ્નાન | ૩૯ |
| ૧૫ | વેજલ અને રા'માંડલિક | ૪૨ |
| ૧૬ | રક્તપિત્તનું નિવારણ | ૪૬ |
| ૧૭ | વેજલનો કરૂણ અંત | ૪૮ |
| ૧૮ | વાજા જાતિની કથા | ૫૧ |
| ૧૯ | એ મહત્વ તવારીખ | ૫૩ |
| ૨૦ | ઐતિહાસિક પુષ્પો | ૫૫ |
| | ઉનેવાળ બ્રાહ્મણોની પૌરાણીક કથા | ૫૭ થી ૭૨ |


## : ઉત્તરાર્ધ :


| વિષય | પૃષ્ઠાંક |
|---|---|
| ઇષ્ટદેવ મહાકાલેશ્વર | ૭૫ |
| ઢુંઢી ભૈરવ | ૭૮ |
| ૩૬ મહાલય અને ઉનાનું વર્ણન | ૭૯ |
| ભાઝલ ગણેશ | ૮૨ |
| ધુળકોટીઓ ક્ષેત્રપાળ | ૮૪ |
| પ્રાચીન દેવસ્થળો | ૮૬ |
| કુળદેવી શ્રી કનકેશ્વરી | ૮૯ |
| માતાજી સંબંધી દંતકથાઓ | ૯૪ |
| માતાજીની યાત્રાનું વર્ણન | ૯૭ |
| શ્રી ઉનેવાળ સેવક મંડળ | ૧૦૫ |
| જીવન ચરીત્રો:- | ૧૧૨ થી ૧૪૮ |

# ઇતિહાસ પ્રકાશન ફંડ

## અગાઉથી થયેલા સહાયકોની નામાવલિ

### આશ્રયદાતાઓ

| | | |
|---|---|---|
| રૂા. આ. | | |
| •૨૫–૦ | રા. બહેચરલાલ હરજીવન પંડયા | અમદાવાદ |
| ૨૫–૦ | સ્વ. મેઘજી હરજીવન પુરોહિત | દેલવાડા |
| •૨૦–૦ | શ્રી. ગીરધારીલાલ મોતીરામ ભટ્ટ | બીલીમોરા |

| | | | |
|---|---|---|---|
| ૭–૪ | શ્રી. | બાબરલાલ ગવિશંકર ભટ્ટ | દ. હૈદ્રાબાદ |
| ૫–૪ | ,, | બાલકૃષ્ણ ઉત્તમરામ ઉપાધ્યાય | અમદાવાદ |
| ૩–૪ | ,, | ચુનીલાલ બહેચરદાસ ઠાકર | ,, |
| •૩–૦ | ,, | રતીલાલ દયારામ ભટ્ટ | સુરત |
| ૨–૪ | ,, | ભવાનીશંકર મુળજીભાઇ મહેતા | અમદાવાદ |
| ૨–૪ | ,, | હરીશંકર દાજીરામ ઉપાધ્યાય | ,, |
| ૨–૦ | ,, | અનુપરામ રૂઘનાથજી ભટ્ટ | ઝાઝ |
| ૨–૦ | ,, | અંબાલાલ ઇશ્વરલાલ ભટ્ટ | અમનપુર |
| ૨–૦ | ,, | મહેશ્વર અંબાલાલ ભટ્ટ | સુરત |
| ૨–૦ | ,, | મુળશંકર ગૌરીશંકર ઠાકર | અમદાવાદ |
| ૨–૦ | ,, | બાપુજી સામંતજી પરમાર | ,, |
| ૨–૦ | ,, | ઇશ્વરલાલ નારણજી ઠાકર | ,, |
| ૧–૪ | ,, | લક્ષ્મીશંકર બાબરલાલ ભટ્ટ | ,, |
| ૧–૪ | ,, | બ્હેન મણીગૌરી છગનલાલ જોષી | ,, |
| ૧–૪ | ,, | દલસુખરામ અંબાલાલ ભટ્ટ | ,, |
| ૧–૪ | ,, | શિવશંકર અનુપરામ ભટ્ટ | ,, |
| ૧–૦ | ,, | નાથાલાલ ભવાનીશંકર ભટ્ટ | ,, |
| ૧–૦ | ,, | ભાઇલાલ ગવિશંકર ભટ્ટ | ,, |
| ૧–૦ | ,, | ઉમીઆશંકર ઇશ્વર ભટ્ટ | ,, |
| ૧–૦ | ,, | જયશંકર શામળ ઠાકર | ,, |
| ૧–૦ | ,, | મોહનલાલ પુરૂષોત્તમ ઠાકર | ,, |
| ૧–૦ | ,, | આશારામ ગંગારામ ઠાકર | ,, |
| ૧–૦ | ,, | રેવાશંકર લલ્લુભાઇ પંડયા | ,, |




## પ્રકરણ ૧ લું

---

### ઉનેવાળ બ્રાહ્મણ જ્ઞાતિની પ્રાચીનતા

ઉનેવાળ બ્રાહ્મણ સૃષ્ટિ ના મંડાણને ન કલ્પી શકાય એટલાં વર્ષો વીતી ગયા. ત્યાર પછી પૃથ્વી પટ ઉપર અસંખ્ય ઉત્પન કારી અને પ્રલયકારી પલ્ટાઓ થઇ ગયા છે. છતાંય પુરાણ પ્રસિદ્ધ એવી આ જ્ઞાતિનું ગૌરવ અનેક પૌરાણિક પુરાવાઓથી પ્રજ્જવલિત છે.

આ જ્ઞાતિનું ઉત્પત્તિ સ્થાન ઉન્નતપુર (ઉના) છે. ઘણા વર્ષો પૂર્વે જ્યારે જુદા જુદા મહર્ષિઓથી બ્રાહ્મણ જ્ઞાતિ બંધાઇ ત્યારે ઉનેવાળ જ્ઞાતિ પણ ઇશ્વર પ્રેરિત પ્રયોજનને લઇ આપ મેળેજ બંધાઇ હતી. કહેવાનો આશય એટલો જ કે, ઉનેવાળ જ્ઞાતિની ઉત્પત્તિ બીજી કોઇપણ જ્ઞાતિમાંથી પેટા રૂપે થઇ નથી આ જ્ઞાતિ પંચ દ્રાવિડ મધ્યદાન્તર્ગત ગુર્જર સંપ્રદાયમાં છે.

પુરાતન કાળમાં આ જ્ઞાતિજનો મહા તપસ્વી હોઇ 'મહર્ષિ' સંજ્ઞાથી ઓળખાતા હતા. બલ્કે વિદ્યા અને તપના સુમેળથી ઉન્નત પામેલા એ ઉનેવાળ બ્રાહ્મણો ઉત્કૃષ્ટ મહર્ષિઓ હતા ઉનેવાળ બ્રાહ્મણનું બીજું નામ ઉન્નતવાસી બ્રાહ્મણ છે. એ સમયે ઉનેવાળ જ્ઞાતિના અધિષ્ઠાતા પદે ગંગાધર ઓઝા નામે એક મહર્ષિ હતા ને તેમના થકી જ્ઞાતિની સંસ્કૃતિ ઉજ્જવળ હતી.

ઉનેવાળ જ્ઞાતિની ઉત્પત્તિ વિષે અનેક પુરાતત્ત્વ ગ્રંથોમાં જે ગાથાઓ સમાઈ છે, તેમાંથી થોડુંક અવતરણ અત્રે વર્ણવીએ તો તે સ્થાન પાત્ર જ લેખાય

"જે સમયે દક્ષ પ્રજાપતિએ ચંદ્રને ક્ષય રોગ થવાનો શ્રાપ આપ્યો, તે સમયે દેવ દારૂકા વનમાં ઋષિ તોયા (હાલ ઉના દેલવાડા ના પાદરમાં આવેલી મચ્છુન્દ્રી) નદીના કાંઠે તપ કરતા ઋષિઓના શ્રાપથી શંકર ભગવાનના લિંગનો પાત થયો હતો.

ત્યારબાદ દેવો એ, ચંદ્રને આ શ્રાપથી મુક્ત કરવા અને લિંગને પુનઃ ઉન્નત બનાવવા બ્રહ્માની સ્તુતિ કરી. આથી બાળ સ્વરૂપે આઠ વર્ષનો બ્રહ્મા પૃથ્વી પર આવ્યા અને પ્રભાસમાં ગિરનાર ઉપર શંકરનું તપ કર્યું.

તે તપથી જ્યોતિર્લિંગ સ્વરૂપે શંકરે પ્રગટ થઇ વરદાન માંગવાનું કહેતાં,

બ્રહ્માએ, 'ચંદ્રની પ્રભા (કાન્તિ) વધો અને લિંગ પુનઃ ઉન્નત બની અમરત્વ પામો"– એવું વરદાન માંગ્યું. શંકર ભગવાને 'તથાસ્તુ' કહ્યું.

( આ ઉન્નત અને અમરત્વ પામેલું લિંગ અદ્યાપી પર્યંત ગુપ્ત પ્રયાગમાં 'સંગાલેશ્વર' નામની જગ્યા પાસે છે. સગાલેશ્વર ક્ષેત્ર સમચોરસ અર્ધો ગાઉમાં છે. તે ફકત હિંદુઓનું મહાન તિર્થ સ્થળ છે.)

પછી બ્રહ્માએ અને ઋષિઓએ એક મહાયજ્ઞ કર્યો. તેમાં બ્રહ્માએ ઉન્નતપુર નામે નગર વિશ્વકર્મા પાસે બનાવરાવી એક હજાર બ્રાહ્મણોને ઋત્વિજ તરીકે આપ્યું.

(ब्राह्मणोत्पत्ति मार्तंड)

ઇતિહાસો કહે છે કે, સિદ્ધરાજ તરફથી ઉનેવાળ બ્રાહ્મણોને ઉના અને દેલવાડાનાં પરગણાં દાનમાં મળ્યાં હતાં, ને કદાચ તેમ હોય તો પણ એ ઐતિહાસિક હકીકત છે એવું માનવા માટે વધારે સબળ પુરાવાની જરૂર છે.

સિદ્ધરાજે ઉના અને દેલવાડાનાં પરગણાં ઉનેવાળ બ્રાહ્મણોને દાનમાં આપ્યાં હોવાની દંતકથા-સિદ્ધરાજ સંબંધી બીજી અનેક દંતકથાઓ જેવી છે. જેના મૂળની ખબર ન હોય તેને મોટાં પ્રખ્યાત નામ સાથે જોડી દેવાની લોકમાનસની ટેવનું આ સારું ઉદાહરણ છે. વધારે આશ્ચર્ય કારક વાત તો એ છે કે, સિદ્ધરાજનાં અનેક દાનો એક એક ગામનાંજ નહિ પણ બારબાર ગામનાં દાનોની વાતો, જૂના કાળથી પ્રચલિત હોવા છતાં એનું પોતાનું એક પણ દાન પત્ર મળ્યું નથી. જો કે, એના વિના કર્ણનાં તથા એ વંશના મૂળ પુરુષ મૂળરાજ વગેરે રાજાઓનાં અનેક દાનપત્રો મળ્યાં છે.

આ પરિસ્થિતિમાં, સત્ય ઐતિહાસિક હકીકત શોધનારાઓને પુરાણો, તામ્રપત્રો, જૂનાં લખાણો, પાળીઆઓ વગેરેનો આશરો લેવો પડે છે.

હવે પુરાણો અને ઇતિહાસોના કથનની ટૂંકી છતાં પ્રેમ સહી તુલના કરીએ અને તેમાં કોની મહત્તા શ્રેષ્ઠ છે, તે નિહાળીએ.

પુરાણોનો કાળ, ઇતિહાસો કરતા આદિ જૂનો હોવાથી **પુરાણોનું કથન સર્વમાન્ય લેખાવવું જોઈએ.** ને તે અનુસાર ઉપરોક્ત દર્શાવેલા પૌરાણિક સબળ પ્રમાણો, ઇતિહાસોમાં લખેલી ઉન્નતપુરની માલીકી સંબંધીની અનેક દંતકથાઓનું નિષ્પક્ષ-પાતપણે ખંડન કરે છે.

જ્યાં સુધી એ પુરાણો (પ્રાચીન ગ્રંથો)નું અમરત્વ અવની પર રહેશે ત્યાં સુધી ઉનેવાળ બ્રાહ્મણ જ્ઞાતિની પુરાતન સંસ્કૃતિ કોઈ કાળે વિસરાવાની નથી.

**વંદન હો, એ યુગ યુગ જીવંતા પૌરાણિક ગ્રંથોને !**

# પ્રકરણ ૨ જું

## સંસ્કૃત્તિ નો વિકાસ

પુણ્ય ભૂમિ ઉન્નતપુરની ધન્ય લેખાતી સંસ્કૃત્તિ સાથે ઉનેવાળ જ્ઞાતિનો ઉજ્જ્વળ ઇતિહાસ સંકળાએલો છેને રહેશે. પુરાતત્ત્વ ગ્રંથો એની શાખ પૂરે છે.

ભૂતકાળ સમયે સૃષ્ટિના વિકસિત સૌન્દર્યમાં વસેલી એ પુણ્ય ભૂમિ અનેક આદર્શ મહર્ષિઓથી દીપતી હતી. ઉન્નત શી કલ્પના થકી ધર્મકાર્યોનો વિકાસ સાધતા એ મહર્ષિઓ વંદનીય હતા.

સમયના વ્હેણુ સાથે ભૂમિ (સ્થળ)ના નામોમાં પલ્ટો થયો છે. પ્રાચીન ઉન્નતપુર અને દેવકુલ (દિલવાડા) એ બંન્ને ભૂમિની ઉત્પત્તિ સમકાલીન હોઇ એક મેક ને પૌરાણિક કાળથી ગાઢ સંબંધ છે. આ બન્ને પ્રાચીન સ્થળો દેવદારૂકા વન (પુરાણ પ્રસિદ્ધ ૬૮ તિર્થોમાંનું ૨૧ મું તિર્થ)માં આવેલાં છે આજ પણ ઉના–દેલવાડા એ બે ગામનાં નામ સાથે ઉચ્ચારાય છે.

ઇતિહાસકારો ઉન્નતપુરને ઉન્નત દુર્ગના શુભ નામથી સંબોધે છે. ઉન્નતપુર વિભાગમાં આવેલાં પ્રાચીન અને આપણા ગૌરવ સમયનાં દેવ સ્થળો ખાસ જોવા લાયક છે. તેની સંપૂર્ણ યાદી હવે પછીના એક પ્રકરણમાં આપણે જોઇશું. આજે એ દેવ સ્થળો નિહાળતાંજ આપણી પ્રાચીન સંસ્કૃત્તિ હૈયે ચડી આવે છે. જાણે ભૂતકાળની છાયામાં ઉભા રહી તે સ્થળના દેવો આપણી વિષમ દશાને અશ્રુભીની આંખે નીરખતા હોય.

શંકરે ઉન્નત નગર વસાવી મહર્ષિ ગંગાધર ઓઝા (ઉનેવાળ બ્રાહ્મણોના (અધિષ્ઠાતા)ને સુપ્રત કર્યું. ત્યાર બાદ તેમના સુપુત્ર તેજબળ ઓઝાએ વ્યવસ્થિત કાર્ય શરૂ કરી ઉન્નતપુરમા રાજ્ય ગાદી સ્થાપી.

ઉન્નત પંથના એ પ્રથમ પ્રવાસી (સ્વામી)ની વીરલ શક્તિ એક આદર્શ રાજવીને છાજે તેવી હતી. તેઓ રાજનીતિજ્ઞ હોવાથી ઉન્નતપુર એક અનુપમ રાજસ્થાન બન્યુ હતુ. પ્રજામાં પણ આ રાજ્ય-સ્વામીના આદર્શોનો પૂર્ણરીતે સંચાર થયો હોઇ ત્યાંની પ્રજા મહાસંસ્કૃતિવત્ લેખાતી હતી.

તેજબળ ઓઝાની રાજ્ય કારકિર્દી અનેક ધર્મકાર્યોથી અલંકૃત બનેલી છે. તેમના મુખ પરથી ઝળહળતું બ્રહ્મતેજ પ્રજાને સંસ્કૃતિનાં પાન કરાવતું હતું. તેમના રાજ્ય સમયે પાડોશી રાજ્યોનો અમલ સમૃદ્ધિવાન્ ન્હોતો. ફક્ત ઉન્નતપુરમા પ્રતાપી અને ઉચ્ચ લક્ષણોયેત એવા આ રાજવી હોવાથી ત્યાંની પ્રજા રામ રાજ્ય સમું સુખ ભોગવતી હતી.

બ્રાહ્મણ ધર્મની સાથે રાજ્ય ધર્મ પાલનનું સજીવ ઉદાહરણ તેજબળ ઓઝાની કારકિર્દીએ પુરૂ પાડ્યુ છે. એ વીર રત્ન અને ઉન્નત સ્વામીની સજીવ મૂર્તિ આજે ઉન્નતપુરમાં નથી, એ આપણે દિલ દુઃખનો વિષય છે. એમના નામ માત્રનું સ્મરણ આપણામાં શૌર્યતા રેડી જીવનને ઉન્નત કરી શકે તેમ છે.

જ્યારે એમની દૈવી પ્રતિમા આપણી દ્રષ્ટિ સમક્ષ ખડી થાય ત્યારે એ આપણને સ્વજ્ઞાતિની પ્રાચીન સંસ્કૃતિનું ભાન કરાવે છે. જ્યાં સુધી ઉન્નતપુરમાં ઉનેવાળ બ્રાહ્મણોનો રાજપ્રકાશ અણુનમ તેજે પ્રકાશ્યો ત્યાં સુધી તેજબળ ઓઝાના સંસ્કૃતિ દિનો ઘેર ઘેર ઉજવાયા હતા.

કાળ વીતતા એ સંસ્કૃતિ દિનો (મહર્ષિના સુમંત્રો) જ્ઞાતિમાથી વિસ્મૃત થઇ ગયા છે કાળના ખોળે એ પુણ્ય ભૂમિ પૃથ્વીમા સમાઇ ગઇ છે, રૈજબળ ઓઝાએ સર્જેલો (નગરના સંરક્ષણાર્થે) એ પ્રાચીન દુર્ગ નૃજયના આથમતા સૂર્ય સાથેજ ભસ્મી ભૂત બન્યો છે "ઉના, જુના (ગઢ) અને પુના એ ત્રણેય જૂના" એ કહેવત આજે કેટલાક વર્ષોથી ચાલતી આવે છે

ઉનેવાળ બ્રાહ્મણોની અને ઉન્નતપુરની પ્રાચીન સંસ્કૃતિનો સંશોધન પૂર્વક સળંગ ઇતિહાસ હજુ પૂરે પૂરો લખાયો નથી. અનેક ઇતિહાસોમા તેને માટે જે પ્રયત્નો થયા છે, તે તેની ઉપલબ્ધ સામગ્રીના મુકામને અધૂરાજ રહ્યા છે ખુદ અર્વાચીન ઉનામા વસ્તા અધિવાસીઓ પણ એને 'ભૂલાઇ ગયેલી સંસ્કૃતિ'માને છે. પ્રાચીન ઉન્નતપુરમા ઉનેવાળ બ્રાહ્મણોની કુલ્લ હક્ક સત્તા જામી ત્યારે ( રાજ્ય ઉદય સમયે ) તે સામ્રાજ્ય મોટુ લેખાતુ હતુ એની સમૃદ્ધિ અને મહત્તા અપાર હતી આજે એની સ્મરણ ગાથાઓ 'ભૂલાઇ ગયેલી સંસ્કૃતિ' તરીકે ઇતિહાસોમા દીપે છે.

પૂર્વમા જોલાપુરી નદીના તટ સુધી, (જ્યા હનુ (મ) મેતપુર અને દેવતપુર ગામો આવેલા છે આ ગામોમા હજીયે ઓઝા વંશના નાયબીઆ ભાઇઓની રાજ્ય પરંપરાગત ચાલી આવતી જાગીર છે. ઓઝા બંધુઓ રાજવંશી હતા, એની આ જાગીર શાખ પૂરે છે) પશ્ચિમમા બરડાનો સરહદ સુદામાપુરી સુધી, ઉત્તરમા ગીર અને માતા નકેશ્વરીના મંદિર સુધી અને દક્ષિણે સમુદ્ર સુધી પ્રાચીન ઉન્નતપુર (ઉના)ના રાજ્યની હદ હતી

પ્રાચીન ઉન્નતપુરના શૌર્યની વિધીઓ વેજલ વાજાના ક્રૂર હસ્તે ભસ્મસાત્ બની, બલ્કે સાફ સાફ શબ્દોમા કહીએ તો, ઉનેવાજોની પ્રાચીન સંસ્કૃતિના પ્રતિક રૂપે બાકી રહેલુ સમસ્ત ઉન્નતપુર રગદોળાઇ છિન્ન ભિન્ન થઇ ગયુ.

આજે ત્યાં છે, એ પુરાતન સંસ્કૃતિની સ્મૃતિ રૂપે જીર્ણમય ખંડિયેરો પ્રથમ ત્યાં હતાં, ઉનેવાળ જ્ઞાતિની પ્રતિષ્ઠા અને ગૌરવ!

સ્મરણાવશેષ રૂપે કીર્તિ ગાન સુણાવતું 'સ્થલકેશ્વર' નામક એક જાગૃત્ત શિવલિંગ અદ્યાપી પર્યંત ઉનામાં હયાતી ભોગવે છે..જે સમયે શંકરે ઉનેવાળ બ્રાહ્મણોને ઉન્નતપુર આપ્યું હતું, તે સમયનું આ શિવલિંગ હાલ પણ વાગનાથરથામાં નજરે પડે છે.

અત્યારે એ સારાય પ્રાચીન સંસ્કૃતિનાં સંસ્મરણો પર અફાટ હૈયે આંસુ સારવાં રહ્યાં છે. પ્રભો! એ સુવર્ણ દિન આપે કે, જેથી ઉનેવાળ જ્ઞાતિજનો પુરાતન સ્વત્વ યાદ કરી, ઉન્નત થઈ પુનઃ મહર્ષિ પદ પ્રાપ્ત કરે.

**ધન્ય હો, એ કીર્તિ સ્થંભ સમી સંસ્કૃતિના**
**સરજનહારને !**



## પ્રકરણ ૩ જું



### ઉન્નત પંથના સ્વામીઓ



એતિહાસિક દ્રષ્ટિએ તપાસતાં, ઉનેવાળોના રાજ્ય પર્યંત ઉન્નતપુરમાં નવ રાજાઓ થયા, તેમાંના પ્રથમ રાજવી અને રાજ્ય સ્થાપક તેજબળ ઓઝાની જીવન ગાથા ગત પ્રકરણમાં આપણે નીરખી ગયા છે.

ઉન્નતપુરની તવારીખમાં ઉનેવાળ બ્રાહ્મણોનો રાજ્યકાળ અનેક અગમ્ય વાગીઓથી ભરપુર છે. તેઓએ પુણ્યભૂમિનું ગૌરવ દીપાવવા માટે લોહીના બલિદાન દઈ રણયજ્ઞ ખેલ્યા હતા. અને તેથીજ કરી આજે એ ઉન્નત સૃષ્ટાઓની આ જગતમાં-આપણી સમક્ષ-હયાતી નથી એ આપણા કાળ મુખા રૂદન મધ્યે સદાને માટે સ્વર્ગીય-આરામની સોડમાં તેઓ સૂતા હોય એમ દ્રષ્ટિગોચર થાય છે.

પુણ્ય ભૂમિ-ઉન્નતપુરની રાજ્યગાદીપર જેટલા ઉનેવાળ રાજવીઓ બીરાજ્યા છે, તેટલાઓએ પ્રજા હિતાર્થે પોતાનો પ્રાણ પાથર્યો છે.

તેજબળ ઓઝા પછી દેવબળ ઓઝા રાજ્ય ગાદી પર આવ્યા. તેમણે પોતાની કારકિર્દી પર્યંત ઉન્નતપુરમાં એક વિશાળ તળાવ અને કુળદેવી શ્રી કનકેશ્વરીનું મંદિર બંધાવ્યું હતું. તેમજ નગરના અંદરના ભાગમાં ચાર કોઠા સહીત એક કોટ ચણાવ્યો હતો.

દેવબળ ઓઝા પછી નારાયણ બળ ઓઝા રાજ્ય ગાદી પર આવ્યા. તેમના સમયમા પ્રજાની આબાદી વધી. તેમણે ઋષિ તોયા નદીની ઉત્તર દિશામા એક રમણીય ઘાટ બધાવ્યો અને હાલમા ધોકડવા' નામથી ઓળખાતા ગામમા તેમણે એક ગઢ અને કોઠાઓ બધાવ્યા હતા

ચોથા રાજવી તરીકે, નારાયણ બળ ઓઝા પછી રામભગ ઓઝા રાજ્ય ગાદી પર આવ્યા તેમણે નાગેશ્વરી ગામની પશ્ચિમ દિશાએ એક વાવ બધાવી હતી તથા વિ. સ ૭૩૨ મા એક મહારુદ્ર યજ્ઞ પૂર્ણ જાહોજલાલીથી કર્યો હતો તેમણે છારા (રાદ્દલપુર) ગામનો પ્રાચીન કોટ બધાવ્યો હતો તેમજ પ્રભાસ પાટણમા ભીડીઆ [ભીડભજન] મહાદેવની સ્થાપના કરી તેનુ દેવળ બધાવ્યુ હતુ ત્રિવેણી કાંઠે આવેલા ૧૨૫ પ્રાચીન કુડો (હાલમા તે સ્થળે ૪-૫ ટેકરાઓ નિશાની રૂપે જીર્ણાવસ્થામા છે) તેમણે બધાવ્યા હતા

રામભગ ઓઝા પછી મહાભગ ઓઝા રાજ્ય સિહાસને આરૂઢ થયા તેમણે ઉન્નતપુરમા શકરનુ સર્વોત્તમ મદિર બધાવ્યુ હતુ તેમજ એક મહારુદ્ર યજ્ઞ મોટા ખર્ચે કર્યો હતો.

ત્યારબાદ છઠ્ઠા રાજવી તરીકે વીર ભગ ઓઝા રાજ્ય ગાદીપર આવ્યા. તેમણે કાકણી ગામમા કામધર ક્ષેત્રપાળનુ મદિર બધાવ્યુ હતુ

વીરભગ ઓઝા પછી રાજભગ ઓઝા રાજ્ય ગાદીપર આવ્યા. તેમણે ઉન્નતપુરને વધુ સમૃદ્ધિવાન બનાવવા માટે અનેક સત્કાર્યો યોજ્યા હતા.

આઠમા રાજવી તરીકે સોમબળ ઓઝા રાજ્ય ગાદી પર આવ્યા આ રાજવીએ તેમના પિતા રાજભગ ઓઝાના પુણ્ય પગલે વિચરી રાજ્યનો વિસ્તાર વધાર્યો હતો તેમજ તેમના લઘુબધુ ગગાભગ ઓઝાએ ઉન્નતપુરનો પ્રાચીન કોટ તથા પ્રભાસ પાટણનો કોટ મારા ખર્ચે રીપેર (દુરસ્ત) કરાવ્યો હતો

મોગમળ ઓઝા પછી નવમા રાજવી તરીકે ચંદમળ ઓઝા રાજ્ય ગાદી પર આવ્યા. "ઉનેવાળ કુળદીપક" નું માનવંત બિરૂદ ધારણ કરનાર ઉન્નતપુર સામ્રાજ્યના એ છેલ્લા રાજવી હોઇ તેમનો સવિસ્તર રાજ્ય કાળ હવે પછીના પ્રકરણોમાં નિહાળીશું.

તેમણે ગુપ્ત પ્રયાગમાં પુરાણોક્ત સુરક્ષીત કુંડો બંધાવ્યા હતા તથા ઉન્નતપુરમાં એક વાવ બંધાવી હતી વળી ઉન્નતપુરની પશ્ચિમ દિશાએ ધોરી માર્ગ પર પગથીઆંવાળું એક રમણીય તળાવ (પાર ઉપર 'તરૂ કુંજ' સાથે) પ્રજાના જાહેર ઉપયોગ માટે બંધાવ્યું હતું તથા રાદલપુર (છારા)ની દક્ષિણે મોટા યજ્ઞ સહીત હનુમાનજીની પ્રતિષ્ઠા કરી, એક લોખંડના કમાડવાળો કિલ્લાનો દરવાજો બનાવડાવ્યો હતો. રાંદલપુરમાં પોતાના રાજ્ય દરમ્યાન તેમણે તે નગરના સંરક્ષણાર્થે એક મજબુત કિલ્લો બંધાવ્યો હતો.

રાજ્ય કાળ દરમ્યાન દરેક રાજવીઓએ જે જે ધર્મ કાર્યો કર્યાં છે, તે તે અણ પીછયાં છતાં સંસ્મરણીય તવારીખ રૂપે છે. આજ આપણા દિલે હર્ષનો વિષય છે કે, એ સર્વ સંસ્મરણીય સમૃદ્ધિની નિશાનીઓ અદ્યાપી પર્યંત જીર્ણાવસ્થામાં પણ દ્રશ્યમાન થાય છે.

આજ ઉનેવાળ બ્રાહ્મણોના એ રાજ્ય વૈભવની સ્મૃત્તિ રૂપે હયાતી ભોગવતાં સ્થળો આપણો ઇતિહાસ સર્જવામાં સહાય ભૂત નીવડે છે. પ્રજાના સુખે સુખી અને પ્રજાના દુઃખે દુઃખી—એવા ન્યાયશીલ ઉન્નત રાજવીઓની તવારીખ આજે અનેક ઇતિહાસોમાં ગૌરવાન્કિત સ્થાને શોભે છે

દેવમળ ઓઝાએ ચણાવેલો સુદ્દઢ ગઢ, 'ધૂળકોટ' (પ્રાચીન રાજમહેલ—કે જ્યાં ઉનેવાળ રાજ કુટુંબ વસતું હતું ) ના ખંડિયેરો, ધાંધણી ગામમાં આવેલું કાંધ મરડનુ દેવળ) ડેળાચા અને રાંદલપુરના કિલ્લાએ, રાંદલ માતાનું મંદિર, અનેક વાવો, કુવાઓ વિ. સ્થળો આજે આપણા રાજ્યકાળની ઝાંખી છતાં અમર નિશાની આપતાં ભગ્નાવસ્થામાં પણ ખડાં છે.

## —ઉનેવાળ રાજવીઓનું વંશવૃક્ષ—

ગંગાધર ઓઝા ( મહર્ષિ )

તેજબળ ઓઝા (૧ લા રાજા—રાજ્ય સ્થાપક)

દેવબળ—૨

નારાયણબળ—૩

રામબળ—૪

મહાબળ—૫

વીરબળ—૬

રાજબળ—૭

- ૮ સોમબળ (નિર્વંશ)
- ગંગાબળ
  - ૯—ચંદ્રબળ
    - રામબળ
      - ભૂપતબળ
      - શેજાબળ
      - રાજબળ
      - ( ડાહાના સીમરીઆની પુત્રીથી પ્રથમ ત્રણ પુત્રો )
      - નાનબળ (રાગજી પાઠકની પુત્રીથી)
  - હાદાણીબળ (નિર્વંશ)

# *પ્રકરણ ૪ થું



## વેજલ વાજો કોણ?

* **ચંદ્રબળ** ઓઝાનો સકલના બદ્ધ રાજ્ય કાળ નીરખતા પહેલા ઐતિહાસિક ક્રમ જાળવવા માટે વેજલ વાજાની પીછાણ આપવી આવશ્યક છે

ઇ સ ૧૨૦૦ પછી વેજલજી અને વેરાવળજી નામના બે રાઠોડ રજપુતો જોધપુર—મારવાડમાથી દેશપાર થતા (તેમના કાકા જોધાજી સાથે કલહ ઉત્પન્ન થવાથી) બજાણાગા આવી વસ્યા. ત્યા કોઇ સામાન્ય તકરારને અગે એક ઝાલાના દીકરાને માર્યાથી તેઓને બજાણા છોડવુ પડ્યુ હતુ પછી તેઓ ઇ સ ૧૨૨૫મા દ્વારકા આવી વસ્યા

આજ અરસામા સૌરાષ્ટ્રમા આવેલા હિંદુ રાજ્યો પરસ્પર મિત્રત તોડી વેરભાવ બાધી રહ્યા હતા આ સમયે દ્વારકામા કનકસેન ચાવડો (ચાવડા જાતિનો રાજા) રાજ્ય કરતો હતો તેને વસઇ ટાપુના રાજ્ય કર્તા હેરોલ જાતિના રાજા સાથે વેર બધાયુ હેરોલ રાજાએ વેજલજી અને વેરાવળજીના કલકિત સાથ શોધ્યા પ્રપચી એવા આ બન્ને રાઠોડોએ ચાવડા અને હેરોલ વચ્ચેના વૈમનસ્યનો ઉગદા લાભ લેવા ધારી તેને સાથ આપ્યો

એ રાઠોડો ચતુર અને ખમીરવતા હોઈ બન્ને પક્ષને પાઇ ગયા એક મેકને સહકાર આપવાના બ્હાના હેઠળ દગાબાજી •રમી, બન્ને પક્ષનો વિનાશ કરી ઓખાના મહદ સામ્રાજ્ય તેઓએ તામે કર્યુ

વેજલવાળાએ કેટલાએક બહાદુર ચુનંદા માણસોને ચૂંટી કાઢી એક ટોળી બાંધી. અને તે સર્વે ને લઇ તેણે ગિરના મધ્ય ભાગમાં આવેલા અઘોર જંગલમાં એક કોઠો બાંધી ત્યાં પડાવ નાંખ્યો.

જયાંથી હિરણ્ અને રાવલ નદીનાં મૂળ પ્રગટે છે. જયાંના વિકટ ડુંગરોની અંધારી ખીણોમાં કેસરી સિંહો સ્વૈર વિહારે ભયકારી ગર્જનાઓ કરતા હોય એવા બિહામણા, ગાઢ અંધારા અને નીરવ શાંતિ ભર્યા સ્થળની એક ટેકરી ઉપર વેજલનું અદ્ભૂત નિવાસ સ્થાન (વેજલ કોઠો) હતું.

એ લુંટારૂ રાઠોડ રાત્રિ દિવસ આંહિ પડયો રહેતો હતો. આંહિથી એની લુંટારૂ ટોળીએ સૌરાષ્ટ્રને ચારે બાજુ ભ્રમણ કરી પ્રજાને રંજાડવાનું અને રાજાઓને તાબે કરવાનું વ્યવસ્થિત કાર્ય શરૂ કરી રાઠોડ રાજ્યના પાયા મજબૂત કર્યા હતા.

આજે એ ઐતિહાસિક સ્થળના સ્મરણાવશેષ રૂપે-રાવલ નદીના પશ્ચિમ કિનારા ઉપર એક ટેકરી છે, તેની નજદીક ખાખરા ડુંગરની તળેટીમાં એક નાનો સરખો મજબુત ઇંટનો ચણેલો કમાનદાર દરવાજો ઇતિહાસ પ્રસિદ્ધ " વેજલ કોઠા "ના પ્રવેશદ્વારનું ઝાંખું પ્રતિક દર્શાવે છે.

ત્યાર બાદ વેજલજીએ તેની સાહસિક ટોળી સાથે દક્ષિણમાં જઇ નાઘેરના રજપુત લોકો પાસેથી 'હમારા યહાં લગના હય' એ નીતિ સહ નાઘેર અને પ્રભાસ પાટણ તાબે કરી ઈ. સ. ૧૨૪૪ માં ત્યાં રાજ્ય ગાદી સ્થાપી.

જયારથી એ રાઠોડ ભાઇઓ સૌરાષ્ટ્રમાં આવ્યા હતા ત્યારથીજ તેમના પાપકર્મોનો કાળો ઇતિહાસ શરૂ થયો હતો. ટુંકમાં કહીએતો, પારકી ભૂમિના ધણી થઈ બેસવામાં તેઓ નિષ્ણાત હતા. અમાનુષી વર્તન, એ તેમનો પરમ ધર્મ હતો. સૌરાષ્ટ્રના તમામ ઇતિહાસોમાં આપણે તેઓને ધૂર્તતાના, વિશ્વાસઘાત અને નીચતાના તાંડવ પંખીઓ તરીકે નિહાળીએ છીએ.

વિજલદેવ, વીજલજી અને વેજલજી એકજ નામના રૂપાતરો છે વેજલવાળો જ્યારે વાળા રિયાસતના હાકેમ તરીકે પ્રભાસ પાટણમા રાજ્ય કરતો હતો ત્યારે તેણે એ વાળાઓની મુખ્ય રાજયધાનીની આજુ બાજુમા સૂર્યના ઘણા મંદિરો બધાવ્યા હતા.

લુટારૂ વેજલજીએ જયારથી નાઘેરમા રાજયગાદી સ્થાપી ત્યારથી તેના વંશજો વાળા (વાઢેના-અગાનુષી વર્તનચલાવનારા) કહેવાણા. વાળા રજપુતો સૂર્યવંશી હતા તેઓએ સ્વકીર્તિને પાછી સજીવન કરવામા પૂર્વ તરફ ઝાંઝમેરને મનાર નદી સુધી અને માધવપુરથી તે ભાવનગરીયાવાડ સુધી પોતાનો અમલ બેસાડયો હતો.

વાળાઓની રાજયગાદીનો સ્થાપક વિજલદેવ (વેજનજી) હતો વિજલ વાળો રાઠોડ ક્ષત્રિય (હિંદુ) હતો વિજલ નામ વાળાઓનુ પ્રિય નામ હતુ વાળા જાતિનો રાજ્ય કાળ કાઠિયાવાડમા લગભગ બસો વર્ષ સુધી ટુંક હતો, એની ઘણા ઇતિહાસો શાખ પૂરે છે

વેજલ વાળાની જીવન કથા એટલે સૌરાષ્ટ્રની અનેક પાદશાહી અને ભૂમિઓનો કચ્ચર ઘાણ! તેના ક્રૂર હસ્તે ચાવડા અને હેરોલ જાતિ રગદોળાઇ છિન્ન ભિન્ન થઇ ગઇ હતી તદુપરાત તેની જીવન કથાનું એક કાળુ પ્રકરણ એટલે ઉનેવાળ રાજાઓના પુનિત રાજ્યત્વનો વિનાશકાળ અને પુણ્ય ભૂમિ-ઉન્નતપુરનું સર્વસ્વ નાશ! ઉન્નત સંસ્કૃતિના મૌલિક તત્ત્વોનો નાશ વેજલ વાળાના હસ્તે થયો!

આજ પણ સૌરાષ્ટ્રમા તેના વંશજો-વાળાઓ સબધી નીચે પ્રમાણેની પંક્તિઓ બોલાય છે.

**વેજલ ના વાળા હુવા વિરાવળ વાઢેલ**
**ભડતે ભાંડા સાજીઆ ઇશવ રાઠોડ .**



## પ્રકરણ ૫ મું



### જૌહરે ઉન્નત

વીર રાજવી ચંદ્રબળ ઓઝા ઉન્નતપુરના રાજ્ય સિંહાસને આરૂઢ
થયા હતા. સમગ્ર ઉન્નતપુર મહાલ ઉપર તેમની આણ વર્તતી હતી.
તેમની જીવન ગાથા આત્મભોગ અને સ્વદેશ ભકિતના પ્રસંગોથી
ભરપુર છે.

સુહાગી ઉન્નતપુરના આ પ્રજાવત્સલ રાજવી હતા તેમના સેવાભાવી
જીવનમાંથી વહેતો અખંડિત સેવાપ્રવાહ ત્યાંની પ્રજાને પ્રેરણા-આદર્શોનાં
પાન પાઇ રહ્યો હતો. એ આદર્શોનો વિકાસ સાધવામાં પ્રજા પણ પૂર્ણ
રીતે ફત્તેહમંદ નીવડી હતી.

આ રાજવીના રાજ્યકાળ સમયે ઉન્નતપુરની પ્રજા સુખી
અને સંતુષ્ટ હતી. બલ્કે કહીએ તો, તેમના થકી પ્રજામાં
સુખ—સંપત્તિ—શાન્તિ વ્યાપ્યાં હતા. આમ રાજ્ય કર-
વામાં વિજયી નિવડેલ ચંદ્રબળ ઓઝા તો ઉન્નતપુરનું મોંઘેરૂં
જવાહીર હતુ. તેમની સુંદર રાજ્ય કારકિર્દી પરત્વે જૂનાં લખાણો
સાક્ષી પૂરે છે. એ વીર રાજવીએ પોતાના રાજ્ય વૈભવોને તુચ્છ
ગણી-ખાખ કરી ઉન્નતપુરને સંસ્કૃતિમય આદર્શ ધામ બનાવ્યુ
હતુ. તેમણે સેવા યજ્ઞમાં સ્વ આહૂતિ આપી ત્યાગોજ્જવલ આદર્શ
દેખાડયો છે.

એ પુણ્ય કાળ ઉગ્યો ને આથમ્યો. છતાં એમના વીરોચિત
આદર્શો અદ્યાપી પર્યંત આપણા હૃદયમાં જ્યોતિ રૂપે પ્રકાશી રહ્યં
છે. એ.ઉનેવાળ રાજવીનો ગાન મરતબો સૌરાષ્ટ્રના બીજા રાજ્યોમાં
આચ્છાદિત પણે સચવાતો હતો. તેમની પુનિત ભાવના એટલે
દરેક રાજ્યો અને પ્રજા સાથે ભ્રાતભાવ ભર્યું વર્તન !

ઉન્નતપુરના મહા પ્રતાપી રાજવી ચંદ્રમળ ઓઝાના આદર્શોની સર્જન તાલમદ્દતા આજે આપણા જ્ઞાતિ ક્ષેત્રમા ક્યાયે દેખાતી નથી ખચિત્ ભાન છે કે, એમના આદર્શોનો ગૌરવવંતો ઇતિહાસ વિસ્મૃત્તિના અધકારમા ખોઇ નાખીને ઉનેવાળ સમાજ એક ભયંકર અંધાધુધાનો ભોગ બન્યો છે.

દેશસેવા, માનવ સેવા અને જ્ઞાતિ સેવાના ભવ્ય કાર્યોવડે ઓતપ્રોત બનેલુ તેમનુ જીવન ચીર સ્મરણીય રહે તેવુ હતુ. સેવાની અનેક સુરમ્ય રેખાઓ વડે અલકૃત બનેલો એમનો રાજ્યઅમલ એક કાળે સૌરાષ્ટ્રના રાજસ્થાનોમા સંસ્કૃત્તિની અનુપમ સુવાસ પ્રસરાવી રહ્યો હતો

ચદ્રમળ ઓઝાની સ્રીનું નામ સુધીરાદેવી હતું. તેણી એક વીરાગના હતી. સરકારી રાજ્યુગલથી ઉન્નતપુરનું સામ્રાજ્ય દીપતું હતુ તેઓએ જ્ઞાતિભૂમિની સસ્કૃત્તિ દીપાવવામા તથા રાજ્ય ધર્મના અણીશુદ્ધ પાલનમા સારૂયે જીવન ન્યાછોવર કર્યું હતું

આદર્શ રાજવી ચદ્રમળ ઓઝાએ પ્રજામા અનોખી ભાવનાઓ ભરી છે કેટલાએક વીરલાઓના હૈયાઓને તેણે થનગનાવ્યા છે કેટનાયે ઉન્નતપુરના અધિવાસીઓને મુક્તિ સંગ્રામ મમયે બલિદાનની વેદી પર હોમાવાની પ્રેરણા તેણે પાઇ છે.

એ ઉન્નત રાજવી 'સમાજ સેવા'નો વિધાતા હતો જે સેવા પાઠ તેણે ત્યાના હૈયાઓને આપ્યો હતો, તેના પ્રતિઘોષ સૌરાષ્ટ્રભરમા કંઇક દિવસો સુધી ગાજી રહ્યા હતા

સતત્ જલતા સેવા યજ્ઞ વચ્ચે એ ઉન્નત તારલો ચમક્યો– અંતે ખરી પડ્યો. ઉનેવાળ જ્ઞાતિનો ગૌરવવંતો ઇતિહાસ રચી જનાર એ રાજવીનો અતિમ આર્તનાદ હજી પણ ઉનાના પાદરમા પ્રવેશતા અનેક પ્રવાસીઓના હૃદયમા ગુંજી રહે છે.

——:——

મોતીશાની મૂર્ખ સમાન વાણિજય બુદ્ધિ આ સમયે ઉન્નતપુરને શું લાભદાયી હતી ? કલેજાં વીંધાઇ જાય એવું પાપી કૃત્ય કરવામાં તેની હદ સમાઇ હતી.

દ્રોહ અનેક પ્રકારના હોય છે. તેમાં રાજ્ય દ્રોહ એક મોટામાં મોટો નૈતિક ગુન્હો મનાય છે. એ દ્રોહના ખેલણહાર કયી ઘડીએ છેલ્લે પાટલે જઇ બેસે તે અગાઉથી જાણી શકવા કોઇપણ મનુષ્ય સમર્થ નથી. આવા પાખંડીઓથી ભોળા દીલના માનવ બંધુઓ વધુ ભાગે અજાણ હોય છે વખત જતા એ પાખંડીઓના નીચ કૃત્યો જયારે જગત સમક્ષ ખુલ્લા થાય છે ત્યારે સૌ જન તેનાથી સાવધ રહેવા પ્રયાસો આદરે છે.

ચંદ્રબળ ઓઝા જેવા પુણ્યશાળી માલીક સાથે છુપી રીતે કટ્ટર બાથ ભીડનાર એ મોતીશા દિવાનના દ્રોહનો શ્વાસો ઉન્નતપુરના અધિવાસીઓથી અજાણ્યો ન્હોતો જયા જયા તે નીતિની પાળ ઓળંગવામાં શ્વાવ્યો છે, ત્યાં ત્યા તેણે સદાને માટે કલેશ, દુઃખ અને વિનાશના વિપદ્ પરિણામો આણ્યા છે

મોતીશાની દિવાન તરીકેની કારકિર્દીમા વિશ્વાસ માની બેઠેલા ચંદ્રબળ ઓઝાને તેના ગુપ્ત કાવત્રાઓની જાણ ન્હોતી કે જેથી તે ઝંઝાવાત સામે ચાપતા ઇલાજો લઇ શકે

ઉન્નતપુરનો વિનાશ ન્હોતરવામા મોતીશાનો સપૂર્ણ હાથ હતો. તેણે ઉન્નતપુરની રાજ્ય ગાદી મેળવવાના વ્યર્થ પ્રલોભનોમા નિરાશા સાંપડી હોવાથી વેજલ વાજા પાસે લાંચ રુશ્વત લઇ એ લુટારૂના પક્ષમાં ભળ્યો હતો ત્યારબાદ તેણે ઉન્નતપુર ઉપર આક્રમણ લાવવાનો નિમક હરામી સંકેત વેજલ વાજાને દીધો હતો. વળી એ ઓચિંતા આક્રમણનું કારણ પોતે ન બનેલો જાહેર થાય તે માટે તેણે ત્યાંના બ્રાહ્મણોને અગાઉથી ઉશ્કેરી ધીંગાણે ચઢાવ્યા હતા.

અંતે સનાતન ક્રમ મુજબ એ પાપ ખુલ્લું થયું. અને તેનાં પ્રાયશ્ચિત ભોગવી મોતીશા અને વેજલ વાજો જગતમાંથી રસ્તે પડયા.

હરકોઇ દ્રોહનાં ફળ હંમેશાં માઠાં નીપજે છે. સાથે 'બ્રહ્મ દ્વેષે, કુલક્ષય' એ નિયમનું નિર્માણ પણ કંઇક અંશે તે માઠા ફળોમાં અવશ્ય સ્થાન ભોગવતું હોય છે. દ્રોહી પોતે જીવન પર્યંત દુઃખી થાય છે, કુટુંબને દુઃખી કરે છે અને તેના જીવન અંત પછી તે જે જ્ઞાતિમાં જનમ્યો હોય તે જ્ઞાતિને તેનાં કુટીલ કૃત્યો સદાકાળ શોષવવાં રહે છે.

હાલ ઉન્નતપુરમાં મોતીશાની વાયડા જ્ઞાતિનું નિર્મૂળ જવાની તૈયારી હોઇ ગણ્યા ગાંઠયા ચાર ઘરો દ્રષ્ટિ ગોચર થાય છે. અત્યાર સુધી ત્યાંના કોઇપણ બ્રાહ્મણો તે જ્ઞાતિની યજમાન વૃત્તિ સ્વીકારતા ન્હોતા પરંતુ હાલમા તે જ્ઞાતિના બાકી રહેલા પાંચ છ પામર બંધુઓની દયા આણી, 'ગન ન શોચન્તિ' એ સદ્દન્યાયે બે નાયળાઆ ઉનેવાળ બંધુઓ તેમની યજમાન વૃત્તિ કરી રહેલ છે.

આ છે, મોતીશાના દ્રોહી વર્તનનું સત્ય આલેખન !



# પ્રકરણ ૭ મું



## ઘેરાતાં વાદળ

**સમસ્ત** ઉન્નતપુર કાળમુખા દિવસો વ્યતીત કરતુ હતુ. સૌ અધિવાસીઓના દીલમા અણધારી આફતના પ્રતિક દ્રશ્ય ગાન થતાં હતા.

એ પુણ્યભૂમિની હવા કો' અદીઠ ઉગ્ર તાપથી તપ્ત બની ગઈ હતી એ મહાનગરના નિર્મળ આકાશમા મધ્યાહ્નનો સૂર્ય પોતાના પ્રચંડ તાપવડે ત્યાંના અધિવાસીઓને સળગાવી રહ્યો હતો. સહસ્ત્ર રશ્મિ સવિતાદેવમાથી ઉન્નતપુરને પ્રજાળતા દ્રોહરૂપી આગના કિરણો વરસી રહ્યા હતા પંખી-પરંદા પણ શાન્તિ શોધવાને માળાઓમા ચૂપચાપ લપાઈ ગયા હતા.

આ અરસામા વેજલ વાજાનુ લગ્ન દીવ બેટના સોલકી રાજા જેમલ્લભની કુંવરી સાથે થયુ. આ વરઘોડીઉ પરણીને જ્યારે ઉન્નતપુરમા આવેલા દુર્ગાદિત્ય સૂર્યના મંદિરે પગે લાગવા આવતુ હતુ ત્યારે આગળના સંકેત મુજબ મોતીશા દિવાને, ત્યાના અજ્ઞાત બ્રાહ્મણો પાસે ઉન્નતપુરના પાદરમાં વેજલની વિવાહીત સ્ત્રીના રથની અમર્યાદા કરાવી આથી વેજલ ક્રોધે ભરાયો પરતુ આ શુભ સમયે તે સહન કરી, મનમા કીન્નો (કપટ) રાખી ચાલ્યો ગયો

ત્યારબાદ સંજોગોવશાત્ એક દિવસ વેજલ વાજો, જ્યારે વેજલ કોઠેથી દીવ જતા વચ્ચે ઉન્નતપુર આવ્યો ત્યારે ત્યાનો સુહાગી વૈભવ નિહાળી તેનું દીન લલચાયુ.

તેણે વિચાર કર્યો કે, "આ ઉન્નતપુરનું રાજ્ય મ્હારી પાસે હોય તો હું મન માણ્યા વૈભવો ભોગવી શકું. ખેરઃ ગમે તે થાય પરંતુ આ ઉન્નતપુરને ચંદ્રબળ ઓઝા પાસેથી છીનવી લઇ મ્હારૂં બનાવું તોજ હું વેજલ વાજો ખરો." આમ અનિષ્ટ વિચારોની તાલબદ્ધતા તેના હૃદયમાં ગુંજતી હતી તેવામાં પ્રથમનો બનાવ હૈયે ચડી આવ્યો. ને અંતે તે મોતીશા દિવાનને મળ્યો.

આ સમયે મોતીશા પણ ઉન્નતપુરની રાજ્યગાદી માટે રાત્રિ દિવસ ઝખી રહ્યો હતો. રાજ્ય વૈભવ વસ્તુજ એવી છે કે તેમાં મોહાંધ બનનાર પામર જીવો અંતે ખુવાર થાય છે. કુદરતની લીલા અજબ છે મોતીશા અને વેજલ વાજો ઉન્નતપુરની પ્રાપ્તિ માટે મથી રહ્યા હતા.

એ દિવસે બંન્ને વચ્ચે કઇક કલાકો સુધી ગુપ્ત મંત્રણા ચાલી. મોતીશાએ પોતાનામાં રહેલી વાણિજ્ય બુદ્ધિથકી ઉન્નતપુર ઉપર આક્રમણ લાવવાની એક આબાદ યુક્તિ વેજલને બનાવી. વચમાં આડખીલી રૂપ નીવડેલા કારભારી હરીયા કાગને તેઓએ મોટી લાંચ રૂશ્વત આપી તેનો સહકાર મેળવ્યો. સર્વ નક્કી થઇ ગયુ. વેજલ વાજો ઉન્નતપુરમાંથી છુપી રીતે મોતીશાએ યોજેલી યુક્તિનું અમૃત પાન લઈ, અનેક આશાઓના મિનારા રચતો રચતો તુરતજ દીવ તરફ રવાના થયો.

દીવ જઇ તેણે તેના સસરા જેમલ્લશા પાસે પાંચ હજાર યોદ્ધાઓની મદદ માંગી. જેમલ્લશા આ વાત સાંભળી દિગ્મૂઢ બની ગયો. તેણે વેજલને બ્રહ્મહત્યા ન કરવા તથા હઠ છોડવા સમજાવ્યું પરંતુ વેજલ એકનો બે ન થયો આખરે મગપણને લીધે જેમલ્લશે પાંચ હજાર યોદ્ધાઓની સહાય વેજલને આપી.

વિનાશનો સંકેત દર્શાવતું એક ભયંકર વાદળું વિજળી વેગે ઉન્નતપુર ઉપર રહી ચાલ્યું ગયું. સૌ એકી ટસે તેની સામે જોઇ રહ્યા સૌની આંખોમાથી મૌન રૂદન રેલી રહ્યું.

બીજી બાજુ સમસ્ત ઉન્નતપુરનો માલીક ચંદ્રબળ ઓઝા રાજ-મહાલયના ઝરૂખામાં બેસી અંતર વ્યથા અનુભવી રહ્યા હતા. તેવામાં દૂર–સુદૂરથી કો' ઉન્નત પંથના પ્રવાસીનો દૈવી અવાજ ઇષ્ટદેવ મહાકાલેશ્વરની સ્તુતિ રૂપે તેના કર્ણપટે અથડાયોઃ

ગળે પહેરતા સુત ઘેર્યા કુંડલ વેજલે
વારૂ કર મહાકાલ એક તીહારો આશરો.

ગંભીર સ્વરે ગવાતું એ સ્તુતિ ગાન ચંદ્રબળ ઓઝાએ શાંત ચિત્તે શ્રવણ કર્યું. જો કે, આ ગાનના શબ્દો દૂરના અંતરને લીધે સ્પષ્ટપણે સંભળાતા ન્હોતા પરંતુ ગાનનો પ્રવાહ એકધારો ને અખંડિત હોવાથી તેનો મર્મ કલ્પી શકાય તેમ હતું. એ ગાનમાં ગુહ્ય સંકેત હતો, દર્દ હતું અને ઉન્નતશાળી પ્રેરણા પણ હતી.

—આજે ઉન્નતપુરની પુણ્ય ભૂમિ પર વિનાશનાં વાદળ ઘેરાયાં.



# પ્રકરણ ૮ મું

## ઉન્નતપુરના પાદરમાં

નિર્મળ સલિલથી નિશદિન વ્હેતી મચ્છુન્દ્રી સરીતાની નજીક આવેલી એક પહાડી ખીણમા કોઇ પડછંદ કાયાના માનવોનો કલરવ ગુંજતો હતો આટલી મોડી રાત્રિએ આવી ભયાનક વેરાન જગ્યામા એ મનુષ્યો કોણ હતા ?

વિક્રમ સંવત ૧૬૧૬ ના શ્રાવણ સુદ ૧૪ ની એ ચાદની રાત હતી. આગલા સંકેત મુજબ પહાડી કાયાના વેજલ વાજાએ પાંચ હજાર યોદ્ધાઓ તથા યુદ્ધની સામગ્રી સાથે આહિ રાતવાસો કર્યો હતો. ઉન્નતપુર ત્યાથી છ માઇલ દૂર હતુ.

એ રાત્રિના પ્રહરો જેમ બને તેમ જલ્દી વીતયા પ્રભાતનો સલુણો પ્રકાશ પૃથ્વી પટ ઉપર પથરાઇ ગયો હતો, બલ્કે સમસ્ત સૃષ્ટિ દિવસમા પલટાઇ ગઇ હતી એ દિવસે બળેવ હોવાથી ઉન્નતપુરના સર્વ બ્રાહ્મણો રાજવી ચંદ્રબળ ઓઝા સહીત પ્રભાત થતાજ ગુપ્ત પ્રયાગતિર્થમા યજ્ઞોપવીત પહેરવા ગયા. સારાયે મહાનગરમા ફક્ત સ્ત્રીઓ અને વૃદ્ધ પુરૂષો નજરે પડતા હતા.

આ સમયનો ઉમદા લાભ લઇ, આખી રાત્રિ ખીણમા સંતાઇ રહેલો વેજલ વાજો એક હજાર પડદાનશીન વ્હેલોમા માતબર યોદ્ધાઓ પૂરી ઉન્નતપુરના પાદરમા આવી પહોચ્યો

નગરના પ્રવેશદ્વાર નજીક વ્હેલો આવતા નગર રક્ષક વૃદ્ધ જમાદારે પૂછ્યુ કે, આ વ્હેલોમા કોણુ છે ? ત્યારે આગળની વ્હેલ હાંકવા ગુપ્ત વેષે બેઠેલ વેજલ વાજાના સરદારે જવાબ વાળ્યો કે, પડદાનશીન સ્ત્રીઓ પ્રભાસ પાટણ દર્શનાર્થે જાય છે.

વ્હેલોનો અવાજ ભારે રણુકતો જોઇ એ અંધ જમાદારને વ્હેમ પડયો તે ચેત્યો ને પુન. ખોખારી કહેવા લાગ્યો કે, "તમારી વાત સાચ જુઠી છે. પરમાત્માએ મને નૂર (આંખ) ન આપ્યા છતાં હું બંધ આંખે પારખી શકુ છુ કે, આ વ્હેલોની અંદર પુરૂષોજ હોવા જોઇએ માટે વ્હેલોના પડદા ખોલી બતાવો." આમ આનાકાની ચાલતી હતી તેવામા છૂપાઇ રહેલો મોતીશા દિવાન દૂરથી 'આગળ હાંકો' નો ઉગ્ર પડકાર દેતો તે સ્થળે આવી પહોંચ્યો. જમાદારનો શક આથી વધુ મજબુત બન્યો.

"જમાદાર ! આ તો યાત્રાનો સંઘ લાગે છે શા માટે રોકવુ થયુ ?" દિવાને પૂછ્યુ.

'દિવાનજી ! આપને તેમ દીસતુ હોય તો તે સ્વભાવિક છે પરંતુ આ મ્હારા દાઢીના અને મૂછોના ધોળા વાળ પણ આપને જવાબ દેશે કે આ સંઘ નથી પણ રચાયેલુ એક તરકટ છે" જમાદારે માર્મિક ઉત્તર આપ્યો.

"તમે ભ્રમમા હો તેમ લાગે છે નાહક આ બિચારી પડદ નશીન સ્ત્રીઓને શા માટે હેરાન કરવા ધારો છો ? હુ તમને હુકમ દઉ છુ કે, વ્હેલો જવાદ્યો." મોતીશાની ક્રૂર આંખમા સત્તાના બિંદુઓ નાચી રહ્યા

નીમકહલાલી જમાદારે જવાબ વાળ્યો કે, "દિવાનજી ! આપની આજ્ઞા મને શીરસાવદ્ય છે પરંતુ હું આપને સત્ય-અસત્યનું પારખુ બતાવવા ચાહુ છુ મે આ નગરના રાજાનુ નીમક આખીયે જીંદગી ભર ખાધુ છે તેના પ્રતાપે અને મ્હારી આટલી ઉંમરના અનુભવે આપને હમણાજ બતાવું છુ કે, આ વ્હેલોમા કોણ છે ?" જમાદારે ખુલ્લો એકરાર કર્યો.

"સબૂર, જમાદાર ! ઉતાવળા શા માટે થાઓ છો ?"

"નહિ......કદાપી નહિ બને...નિમક હરામી મોતીશા! ત્હારી સગી આંખે જો કે, આ વ્હેલોમાં પુરૂષો છે." જમાદારે અંતિમ ફેસલો આપ્યો.

બહાદુર જમાદારે પોતાની કમ્મરના ઝૂમખાગાથી એક તીર કાઢી પહેલી વ્હેલ તરફ ફેંક્યું. વ્હેલનો પડદો તૂટયો અને અંદર બેઠેલા એક યોદ્ધાએ કારમી ચીસ નાખી. યોધ્ધો મરણ તોલ થયો, સાથે બીજા બેઠેલા યોદ્ધાઓ પણ સ્હેજ ઘવાયા ત્રીજી વ્હેલમાં વેજલ વાજો બેઠો હતો. તેને કાંઈ ગુપ્ત સંકેત બતાવી મોતીશા પાદરમાંથી નાસી છૂટયો.

વેજલવાજાએ તે જમાદાર પાસે પોતાના ઘવાયેલા યોદ્ધાઓનું પ્રખર વેર લેવા ધાર્યું. સામસામું તીરોનો વરસાદ વરસ્યો ને જમાદાર મૂર્છાવશ થઈ જમીન પર પડયો એક બીજા પહેરગારે કિલ્લામાં જઈ આપત્તિ સૂચક ઘટ વગાડયો. એક......બે.........ત્રણ......ને ન સાથેજ ઉન્નતપુરની શુરવીર સેના પાદર તરફ ધસી આવી.

ધીંગાણું ચાલ્યું એક એકના કટ્ટક યોધ્ધાઓ ઝપાઝપી વચ્ચે ખપી ગયા. ત્યાર પછી વેજલવાજો વ્હેલમાંથી નીચે ઉતર્યો ભારે ખુનરેજી શરૂ થઈ. મયદાનમાં ધસી આવેલા અશક્ત વૃધ્ધો અને બાળકોનો ઘાણ વેજલવાજાએ વાળ્યો બન્ને પક્ષના યોધ્ધાઓના પાણી મપાયા એક બાજુ આ સતત્ જંગખોરી ચાલુજ રહી

બીજી બાજુ વેજલના થોડાએક સૈનિકોએ મોતીશાની સહાયથી ઉન્નતપુરના અધિવાસીઓનાં ઘરો લૂંટયા ને રાજ્યના માતબર હથિયારો કબજે કર્યા. વેજલના ક્રૂર શામને તોબાહ ! તોબાહ ! પુકરાવી.

આવા ઘોર સંગ્રામ સમયે ઉન્નતપુરની વીરાંગનાઓ એક પછી એક મયદાને પડી. ઉન્નતપુર ઉપર વેજલ વાજાનું આક્રમણ પુર જોશથી ઝઝુમી રહ્યું હોવાથી ઉન્નતપુરનો એક સ્વામીનિષ્ઠ સેવક આક્રમણના સમાચાર ગુપ્તપ્રયાગ ગયેલા રાજવી ચંદ્રગણ ઓલાને પહોચાડવા ત્વરીત્ ગતિએ ગુપ્તપ્રયાગ તરફ દોડયો.

---

## પ્રકરણ ૯ મું

### ભીષ્મ પ્રતિજ્ઞા

**વેજલ** બાજાના આક્રમણની ખબર સંદેશવાહક દ્વારા ગુપ્ત-પ્રયાગમાં ચંદ્રબળ ઓઝાને સાંપડી. સૌ બ્રહ્મવીરોએ પુણ્યભૂમિ ઉન્નતપુરના રક્ષણ માટે ઇષ્ટદેવ મહાકાલેશ્વરની (સ્તુતિમા) સહાય માંગી. વધુમા ચંદ્રબળ ઓઝાએ ઇષ્ટદેવ સમક્ષ ભીષ્મ પ્રતિજ્ઞા લીધી કે, 'હું મારા પ્યારા ઉન્નતપુરને વેજલના આક્રમણથી બચાવીશ અગર એ પુણ્યભૂમિનુ રક્ષણ કરતા કરતાં સ્વર્ગે સંચરીશ."

સૌ બ્રહ્મવીરોનાં હૈયાં રાજવીના આ મહાન આત્મત્યાગની ભાવના પર થનથની ઊઠયાં હૈયાના વિમળ ભાવો હોઠ પર તરી આવ્યા. સૌ, રાજવીની એ ભાવનાને અભિનંદી રહ્યા અને એ મૂક અભિનંદનો સૌના નૂરની કીકીઓમાં નાચી રહ્યાં.

"પ્યારા ઉનેવાળ બંધુઓ ! આજે આપની પુણ્યભૂમિ ઉપર ક્ષત્રિયાધમ વેજલવાજાનુ આક્રમણ થયુ છે શું હું ઉન્નતપુરનો ઉન્નતવંશી રાજા એક બાજુએ બેસી રહી, પુણ્યભૂમિની લાજ લુંટાવવા દઈશ ? ના…કદાપી નહિ…તેમ થાય તો ઉનેવાળ બ્રાહ્મણોનું ખમીર લાજે. તમે મરણાંત સુધી મ્હારી પડખે રહેજો. પુણ્યભૂમિનું રક્ષણ કરવું એ તો આપણો ઉન્નત ધર્મ ! એના રક્ષણ કાજે દરેક ઉન્નત-વાસીઓએ લોહીનું છેલ્લું ટીપું પણ આપી દેવુ જોઇએ. ઉનેવાળ જ્ઞાતિના પુનિત નામ પર એક લાખ જીંદગીઓ ન્યાછાવર થાય તોયે ઓછી છે. ડરતા નહિ હું પહેલો ને પછી તમે સૌ !"

ચંદ્રમગ ઓઝાના આ આદર્શ કહેણને 'પડઘો' સૌ બ્રહ્મવીરોના હૃદયમાં ગુંજી રહ્યો અને તેમણે સર્જેલી એ ભાવનાએ ઉન્નતપુરને વાજ્ઞ ઝંઝાવાતમાંથી ઉગારવા જંગ માંડ્યો અને એટ્યો

સૌએ ઉન્નતપુરની મુક્તિ કાજે ખપી જવાનું પણ (વ્રત) લીધું. સૌના હૃદયતાર બલિદાનની વેદી પર નાચી રહ્યા એમાં ઉન્નત શી એવી કર્તવ્ય તમન્ના હતી ને સુહાગી એવા સેવા ધર્મનું પાલન હતું

આદર્શનો પરિપાક થયો

કલ્યાણકારી ઝખનાઓએ આજે નવા સોહાગ ધારણ કર્યા હતા આવી વિપદ્ સ્થિતીમાંયે સૌના દિલની પ્રફુલ્લતા અજબ હતી સરકારી રાજન ચંદ્રભગ ઓઝાએ એ વિપદ્ સ્થિતીની પરાકાષ્ઠાનેજ મહાન ધર્મ ગણ્યો હતો

એ રાજવીની સુરમ્ય આંખોમાં શાન્ત તેજ ઝગઝગી રહ્યું એ તેજની પાછળ જાણે અપાર જ્ઞાતિપ્રેમનો ધોધ વહેવાતો હતો ઉન્નતપુરની પદભૂમિ ઉપરનું એ અમર પ્રકરણ આદ્યાપી-પર્યંત ઓજભર્યાં નયને અનેક ઇતિહાસોમાં દીપી ઉઠે છે તદુપરાંત ઉનેવાળ જ્ઞાતિની અમ્રતાક્ષરીમાં રાજવી ચંદ્રમગ ઓઝાનો એ આત્મત્યાગ સુવર્ણાક્ષરે અંકિત થયેલ છે ઉનવાળ બ્રાહ્મણ પ્રજાની આત્મભાવનામાં એ પડઘો હજીયે વાતાવરણમાં ગુંજી રહે છે

x x x

"કુષ્ટદેવ મહામાતેશ્વરની જય"ના પ્રચંડ જયઘોષ વચ્ચે સૌ ઉન્નતપુરમાં પ્રવેશ્યા. આ સમયે સમગ્ર ઉન્નતપુરમાં સ્મશાનવત્ નીરવ શાંતિ વ્યાપી રહી હતી



# પ્રકરણ ૧૦ મું



## મુક્તિ સંગ્રામ

વિક્રમના ચૌદમા શતકના સોળમા વર્ષના તેજ પૃથ્વીપટ ઉપર પથરાતા હતા:

રક્તવર્ણીય સન્ધ્યા પુણ્યભૂમિ (ઉન્નતપુર) ઉપર ઉતરતી હતી આથમતા સૂર્યની છેલ્લી ઝાંખી તડકીથી પ્રાચીન દુર્ગના ઉંચા કાંગરાઓ અને દેવમંદિરોની ઉપરના સોનાના કળશો હર્ષિત હૃદયે દેદિપ્યમાન થઈ રહ્યા હતા.

ઉન્નતપુરનો સ્વામી–ચંદ્રમળ ઓઝા જ્યારે સૌ મહાવીરો સહીત ઉન્નતપુર પહોચ્યા ત્યારે એમણે એ સારાયે મહાનગરને વ્યગ્ર ને ઉદ્વેગ ભર્યું જોયુ. નગરના સૌ દરોગાઓ ગંભીર વદને ચૂપકીદીની સોડ તાણી બેઠા હતા.

સારાયે નગરમા નીરવ શાન્તિ છવાઇ રહી હતી શહેરના રાજમાર્ગો જાણે સદતર સૂના હોય એમ દેખાતા હતા કાઇ મહાન આપત્તિનો પડછાયો કિવા કોઇ અણભેદ્ય વૈતાલનો અસહ્ય ત્રાસ સારાયે મહાનગરના અનુપમ ચેતનને થીજાવી રહ્યો હતો.

લુટારૂ રાઠોડ વેજલવાજાનુ એ ઓચિંતુ આક્રમણ હતુ. તે ચંદ્રમળ એઝાની ગેરહાજરીમા ઉન્નતપુરને સર કરવામા પોતાનુ સાફલ્ય માનતો હતો. એ લોહી તરસ્યા જીવંત રાક્ષસે કાન્મી

સેનાનીયત આદરી હતી. એથી કરી એની ક્રૂર સીતમચક્કીમાં ઉન્નતપુરના અધિવાસીઓનો કચ્ચરઘાણ વાળી ગયો હતો.

રૂદ્ર સ્વરૂપે વેજલના સરદારો પુણ્યભૂમિ પર ભમવા લાગ્યાં હતા એ સમય ઝઝાવાતમાથી તરવા મથી રહેલા ઉન્નતપુરના ખમીરવતા અધિવાસીઓએ વેજલને બરાબર પાણી બતવ્યુ હતુ સાથે ઉન્નતપુરની લડવીર સેના પણ વેજલના સરદારોના ખમીરને જડમૂળથી ભાગવા તનતોડ જહેમત ઉઠાવી રહી હતી.

તેવામા ગુપ્ત પ્રયાગથી આવેલા બ્રહ્મવીરોએ 'જય મહાકાલેશ્વર'ની રણહાક વચ્ચે નિ શસ્ત્રપણે ( વગર હથિયારે ) મયદાનેજગમા ઝુકાવ્યુ. લાગલાગટ ત્રણ દિવસ સુધી જગ ખેલાયો બન્ને પક્ષનુ પાણી મપાયુ એક પછી એક એમ સોળસો બ્રહ્મવીરોની છાતી આ ખૂનખાર જગમા ખપી ગઇ

એ ત્રણેય તિમિર રાત્રિ સમા દિવસો ગયા , ને ચોથા દિવસનુ પ્રભાત ઉગ્યુ.

મચ્છુન્દ્રી તટે વ્યાપક રિતની વચ્ચે ઉન્હા શોણિતભર્યા દેહોઓ ધોધા રહ્યા હતા પતિતપાવની એ સરીતાના નીર લાલ લોહીથી રગાઇ ગયા હતા એ સરીતાના પુનિત આરે ઉન્નતપુરના સોળસો અધિવાસીઓની ચિતાઓ ભડકાઇ હતી

જગત-ઇતિહાસના પાને એ 'લોહિયાળ હત્યાકાડ' લેખાયો નિષ્પ્રાણમા પણ પ્રાણ પૂરે એવુ એ અમર પ્રકરણ હતુ કે

" ઉન્નતપુરની મુક્તિના કાજે ત્યાના સોળસો અધિવાસીઓએ હસના મુખે આહુતિઓ દીધી છે અને તેનું પાપ દુષ્ટાત્મા વેજલ-વાજાને શિર છે "

વેજલવાજાનુ સૈન્ય વધારે હોવાથી પ્રલય વર્ષાવતુ વિજયના આરે આવતુ હતુ વિજયોન્મત્ત બનેલો પહાડી કાયાનો વેજલવાજો

એક બાજુએ છાવણીમા બેસી "મ હારો ! મારો !"ની આજ્ઞા તેના મુસદારોને આપી રહ્યો હતો

આખરે ચદ્રમળ ઓઝા રણોલ્લાસમા ઉન્મત્ત બની મયદાનમા ઘૂમ્યા. માત્ર થોડાજ સમયમા વેજલના લગભગ અર્ધીસો સૈનિકોનો ઘાણ વળી ગયો. બાકી રહેલા વેજલના સૈન્યમા નાસભાગ શરૂ થઇ ને તેમની તલવારો એક સામટી મ્યાનમા પાછી પડી આમ ચદ્રમળ ઓઝા સાથે બાથ ભીડવામા વેજલનુ સૈન્ય ફાવ્યુ નહિ

સમયસૂચકતા વાપરી વેજલવાજે રણમેદાનમા ગર્જ ઉઠયો. તેણે બે ત્રણ પ્રહર સુધી ચદ્રમળ ઓઝા સાથે વગર હથિયારે યુદ્ધ ખેલ્યુ તેમા પોતાનો દાવ તેણે હટતો જોયો. સડસડાટ કરતી તલવારો મ્યાનમાથી બહાર નીકળી બે રણવીરો તલવારોથી ઝઝૂમ્યા છતા હારજીતનો નિર્ણય આવ્યો નહિ

વાજા સરદારોની ઉજ્જવળતાઓ દુધની ન્હોતી

લડાઇમગ્ન બનેના ઉભય યોદ્ધાઓની સુદર તકનો લાભ લઇ વેજલના એક સરદારે પાછળથી આવી ચદ્રમળ ઓઝાના જમણા હાથ ઉપર તલવારનો કારી ઘા કર્યો ચદ્રમળનો દેહ કપી ઉઠયો આજ સમયે દુષ્ટ વેજલ પોતાનો દારૂણ ક્રોધ સમાવવા બે ત્રણ ઘા ચદ્રમળના દેહ ઉપર કર્યા વીર ચદ્રમળ ઓઝાના હસ્તમાથી તલવાર નીચે પડી ગઇ તેમની પાસે સૈન્ય ન્હોતું, કે જેથી પુન એ દગાનો જવાબ વેજલ પાસેથી તે લઈ શકે

અતે-વેજલની વિજયહાકના પડઘા ચોમેર ગાજી ઉઠયા કારણ કે, ઉન્નતપુરનો છેલ્લો રાજ્ય સૂષ્ટા ચદ્રમળ ઓઝા સદાને માટે લોહિયાળ પથારીમા સૂતો હતો

આમ ઉન્નતપુરના અધિવાસીઓને 'મુક્તિ સંગ્રામ'મા સફળતા મળી નહિ

---

# પ્રકરણ ૧૧ મું

## વીર મોખડાજી

——:o:——

રાણુપુરના રાણાજી ગોહિલનું મૃત્યુ અલાઉદીનના સરદાર અલફખાનથી થયું. એ સમાચાર સાંભળી મોસાળમાં રહેતા રાણાજી ગોહિલના પુત્ર મોખડાજીએ તેનું વેર લેવાની પ્રતિજ્ઞા લીધી કે, "હું ભગવાન સુર્યનારાયણની સાક્ષીએ પ્રતિજ્ઞા કરૂં છું કે, મારા પિતાનો નાશ કરનાર એ મુસલમાનો ઉપરનું વૈર પૂર્ણ કર્યા પછીજ હું પ્રભાસપાટણ જઇને મારા પિતાનો પિંડ મુકીશ."

આ પ્રતિજ્ઞા પૂર્ણ કરવાને તે ધીમે ધીમે સૌરાષ્ટ્રમાં જામતી જતી મુસ્લીમ સત્તાનો નાશ કરવા ઘૂમવા લાગ્યો અનેક નાની મોટી લડાઇઓ કરી તેણે લીધેલી પ્રતિજ્ઞા પૂર્ણ કરી. પરંતુ ભવિષ્યનું શું ? એ વિચારે તે મૂંઝાવા લાગ્યો. તેને અંતે એક માર્ગ સૂઝ્યો, અને તે સૌરાષ્ટ્રના દરેક રાજ્યોના સંગઠ્ઠનનો ! પરંતુ કુદરત બીજુંજ કંઇ ભાવિ ઘડી રહી હતી.

એક બાજુ મોખડાજી જ્યારે એ સંગઠ્ઠન માટે વિચારોના હવાઇ કિલ્લા રચતો હતો, ત્યારે બીજી બાજુ કેટલાંએક રાજ્યોમાં માંહે માંહે અંટસ પેદા થવાથી એક બીજાને છિન્નભિન્ન કરવાની પ્રવૃત્તિ શરૂ થઇ ચૂકી હતી. અને એવાજ પ્રસંગ અનુસાર પરિસ્થિતી ઉપસ્થિત થતાં દ્વારકાથી કનકચાવડાએ તેને પોતાની મદદે બોલાવ્યો.

દ્વારકા જતાં માર્ગમાં તેણે અનેક રીતે કવહનો ભોગ બનતા બનાવો નીરખ્યા અને તેની સર્વ આશાઓ સરી પડી. પરંતુ માર્ગમાંજ વેજલવાજાનો મેળાપ થતાં પુનઃ તેના વિચારો સજીવ થતા જણાયા. વેજલ અને મોખડાજીના આ પ્રથમ મેળાપેજ ઉભયના હૃદયમાં મિત્રતાની ગાઢ વાળી.

ત્યારબાદ પીરમનો પાદશાહ-મોખડાજી પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ થતા, પચાસ માણસો સાથે પોતાના પિતાનું શ્રાદ્ધ સારવા માટે પ્રભાસ પાટણ જવા નીકળ્યો.

માર્ગમાંજ પોતાના મિત્ર વેજલ વાજાનુ નિવાસ સ્થાન (વેજલ કોઠો) આવતુ હોવાથી તેને મળવાનુ મન થયુ. આથી તેણે ત્યા ચોભી તપાસ કરી તો જણાયુ કે, વેજલજી ગુપ્ત પ્રયાગ તરફ ગયા છે. આ સમાચાર મળતા તેઓ તુરતજ ગુપ્ત પ્રયાગ જવા ઉપડયા અને સધ્યાકાળે ચદ્રબળ ઓઝાના ઉન્નતપુરમા આવી પહોંચ્યા.

ઐતિહાસીક ક્રમ જાળવવા માટે આ ઇતિહાસમા વીર મોખડાજીની ટૂંક પીછાણ જરૂરી હોવાથીજ તમની પીછાણ રૂપે આ પ્રકરણ અત્રે પેશ થાય છે. ચંદ્રબળ ઓઝા જ્યારે ઉન્નતપુરની એક શેરીમા જમીન ઉપર પડી મૃત્યુના છેલ્લા શ્વાસ લઇ રહ્યા હતા ત્યારે આ વીર મોખડાજીનો મેળાપ તેમને થયો હતો, એ હવે પછીના પ્રકરણમાં નીરખીશું.



# પ્રકરણ ૧૨ મું

## વહેતી રૂધિરગંગા

મહાનગર ઉન્નતપુરમાં સર્વત્ર ઉજ્જડતા છવાઇ રહી હતી. એ પુણ્યશાળી નગરની શેરીઓ લોહીથી તરબોળ બની ગઇ હતી. રાજમાર્ગોની ધૂળનો અણુએ અણુ લોહીથી રંગાઇ ગયો હતો. ઠેર ઠેર લોહીયાળ ધાબાંનાં તેજ ઝળકતાં હતાં. સર્વત્ર અન્ધકાર એવી આ નગરી સદંતર નિર્જન બની ગઇ હતી.

એ મહાનગરના મધ્યભાગની એક શેરીના એક ઓટલા ઉપર રૂધીર ઝરતા કારી ઘાને એક હાથે દાબી, એજ મહાનગરનો માલીક ચંદ્રબળ ઓઝા લોહી નીતરતી અવસ્થામાં પડ્યો હતો. તેની છાતીમાં પડેલા ત્રણ ચાર જખમોની વેદના અપાર અને અસહ્ય હતી

"પાણી ! કોઇ પાણી આપો !" નો કંઠ અને દર્દભર્યો તેનો અવાજ હવામાં ઉડી જતો દીસતો હતો. આ સમયે પ્રયાગસ્નાને જવા નીકળેલા મોખડાજીએ તેના આ દુઃખના શબ્દો સાંભળ્યા. મોખડાજીના સાથીદારોએ પાણી લાવી તેને પાયું. સહેજ ચેતન આવતાં મોખડાજીએ તેને પુછ્યું કે, ' ભાઇ ! તારૂં નામ શું ? અને આ મહાનગરમાં આજે શું બની ગયું ? સહેજ કહે તો ખરો ! "

"મહા...રી...જન...ના...શ . નિ...મ...સમયે...ડોદી વેગલે ...દગો...દીધો" ચંદ્રબળ ઓઝાએ દુઃખના સ્વરે જવાબ વાળ્યો.

" પરંતુ આપનું મુબારક નામ ?" મોખડાજીએ પૂછ્યું.

" મ્હારૂં નામ ચંદ્રબળ ઓઝા !"

" કોણ ચંદ્રબળ ઓઝા ? ઉન્નતપુરનો સ્વામી ? અને તે આ અવસ્થામાં ?" મોખડાજી આશ્ચર્યથી બોલ્યો.

ચંદ્રબળ ઓઝા કષ્ટપૂર્વક ધીમે ધીમે બેઠો થયો. ક્ષણભર એના ઘાને એ વીસરી ગયો. એના સુદ્દઢ દેહની કાંતિ ઓજસભરી બની ગઇ.

એની ચકચકતી સુરમ્ય આંખોમાંથી કો' અદીઠ તેજ વરસી રહ્યું. ધ્રૂજતા અને રૂંધાતા સ્વરે આકાશ તરફ હાથ ઉંચો કરી તે બોલ્યોઃ

" પુણ્ય ભૂમિ! મારૂં ઉન્નતપુર ! અને મારા બંધુઓનાં રાજતેજ આજે ઓસરી જાય છે ! મારા જીવનની છેલ્લી ઘડી પણ આજે વીતી જાય છે ! ઓ ઈષ્ટદેવ ! ઓ મહાકાલ ! ઓ સોમનાથ ! તુ કરે તે ખરૂં ! મને મારા ક્ષુલ્લક જીવનની પરવા નથી ! પરંતુ એ દ્રોહી વેજલને એના નીચ કૃત્યોનુ ફળ જરૂર મળજો ! મારી અને મારા બાંધવોની દગાભરી કત્લનુ પાપ એને શિર છે એ પાપનો જવાબ હુ નથી વાળી શકતો તો તુ જરૂર વાળજે ! " **ओम्, हरि ओम् ! जय ईष्टदेव ! जय पुण्यभूमि !** તેણે પાસે પડેલી માતૃભૂમિની ધૂળની રજકણ એક હાથે લઇ માથે ચઢાવી. જય માતૃભૂમિ ! તને મ્હારા છેલ્લા વંદન છે !

ચંદ્રબળે સૌને મૂક પ્રણામ કર્યાં. સૌ પાસે છેલ્લી વિદાય માગી. પાસે બેઠેલા રહ્યા સહ્યા ઉન્નતપુરના અધિવાસીઓએ દીર્ઘ નિશ્વાસ નાખ્યો. ઉનેવાળ બ્રાહ્મણોના રાજ્ય ગૌરવનો લોપ થતો જણાયો. ઉન્નતપુરની રાજનૌકાનો છેલ્લો સુકાની મૃત્યુશય્યા ઉપર પડ્યો હતો.

મૃત્યુ સમય નજીક જણાતો હતો. ચંદ્રજળના હૃદયશ્વાસની સૌ ક્રિયાએ બંધ પડતી દ્રશ્યમાન થતી હતી ક્ષણવાર પછી-તેની છાતી ફુલી ને એક અંતિમનિ.શ્વાસ' મ્હારૂં ઉન્નતપુર !' ને રટતો બહાર સરી પડ્યો. બાજુમાં બેઠેલા પ્રજાજનોએ તથા રાણી સુધીરાદેવીએ મરણપોક મોકારી : हरि ओम् ! हरि ओम् ! हरि ओम् !

તેનો આત્મા ચાલ્યો ગયો અને તેનું શબ માત્ર ત્યાં પડી રહ્યુ.

મોખડાજી ગોહિલ અને તેના સાથીદારો આ બનાવ જોઇ રહ્યા. ગૌરાષ્ટ્રના પટ ઉપરથી ઉન્નતપુરનો છેલ્લો ફુલ 'માલીક ચંદ્રજળ ઓઝા સ્વર્ગસ્થ થયો તે તેમને જોયુ ત્યારબાદ તેઓ ગુપ્તપ્રયાગ તરફ વળ્યા

બીજી બાજુ મચ્છુન્દ્રીના પુનિત તટે ચંદ્રજળ ઓઝાનો અચેતન દેહ પડ્યો હતો જાણે કાયમ માટે નિદ્રામાં ઢળ્યો ઉન્નતપુરના એ રાજવીની જીવન સંધ્યા અપૂર્ણ કાર્યે-અપૂર્ણ ગનોરથે વ્યોમની અનન્તામાં ભળતી હતી મચ્છુન્દ્રીના પુનિત આનાનો દોર' ભેખડોને આલિંગતી આલિંગતી એ સંધ્યા અદ્રશ્ય થઈ ગઇ હતી.

થોડે દૂર-એ અમર ભૂમિની જરા આઘે છાવણીમાં બેઠેલા તેજલવાળાએ ઉન્નતપુરના સ્વામી ચંદ્રજળ ઓઝાનુ અંતિમ પ્રયાણ સહર્ષ નયને નીરખ્યુ. કારણ કે એના જીવનનુ શાન્તિ પણ એ પ્રયાણમાજ નક્કી થયુ હતુ.

આજે ઉન્નતપુરની પુણ્યભૂમિ ઉપરથી ઉનેવાળ બ્રાહ્મણોનું રાજ્ય ગૌરવ આથમ્યુ.



# પ્રકરણ ૧૩ મું



## આથમતો રાજયયુગ

સોરઠના ઇતિહાસમાં ઉનેવાળ બ્રાહ્મણોના રાજ્યયુગનો અસ્ત થઇ એક નવા વાજા રાજયયુગનો ઉદય થયો. એ નવો યુગ ઉન્નતપુરના અસ્ત થતા યુગનીસંધ્યાને અનિમિષ નયને નિહાળી રહ્યો

પુણ્યશાળી ઉનેવાળ બ્રાહ્મણોની ગજ્યવેલ કરમાઇ ગઇ. બલ્કે રાજય કરનારી એ જાતિની મહત્તા, સત્તા કે પ્રતાપ માત્રનો સદંતર લોપ થતો સૌએ જોયો. જે રાજત્વ ચંદ્રબળ ઓઝાના સમયમાં જામ્યો હતો તે ત્યારપછીના વાજા રાજાઓથી આથમ્યો હતો.

લુટારૂ વેજલ વાજાએ દગાબાજીથી ચંદ્રબળ ઓઝાનો પરાજય કરી ઉન્નતપુર સર કર્યું. વેજલ અને તેના સરદારો જ્યારે ઉન્નતપુરના તમામ દરવાજાઓ બંધ કરી દારૂગોળા સાથે ગઢ ઉપર ચઢી બેઠા હતા ત્યારે નારાયણ નામે એક વૃદ્ધ બ્રાહ્મણ નગરના એક ખૂણામાં સંતાઇ રહ્યો હતો. તેણે રાજયની સુરંગ સળગાવી ગઢ (પ્રાચીન ઉન્નત દુર્ગ) બાળી નાંખ્યો. વેજલના અનેક સૈનિકો આ સુરંગ ફુટતાં ધવાઇ મુવા અને ગઢ જમીનદોસ્ત બન્યો–ધૂળમાં મળી ગયો. હાલ પણ આ સ્થળ ઉન્નતપુરની પ્રાચીન સંસ્કૃતિ રૂપે 'ધૂળ કોટીઆ' તરીકે સુપ્રસિદ્ધ છે. તેની પાસે પ્રાચીન ઉન્નતપુર દટાયાના ચિહ્ન તરીકે એક ઉંચો ટેકરો છે.

એ ભીષણ સંગ્રામમાં વિજયી નીવડેલ નારાયણ પણ ભવિષ્યની ઉનેવાળ પ્રજાને તેની કીર્તિકથા સુણાવવા રહ્યો નહિ !

વિક્રમ સંવત ૧૩૧૬ એટલે ઈ. સ. ૧૨૬૦ માં ઉન્નતપુરમાંથી ઉનેવાળ બ્રાહ્મણોનુ રાજ્ય અસ્ત થયુ. ઉનેવાળ રાજવીઓનો એ યુગ ગયો ત્યારથી વેજલ વાજો ત્યાંના અધિવાસીઓનો, જમીન, મિલ્કત અને સંસ્કૃતિનો કુલ માલીક બન્યો.

ઉન્નતપુરની પદભૂમિ ઉપર વેજલની વ્યાપક સત્તા બેઠી. બન્ને એ ગહાનગગના ઉજ્જવળ ક્ષિતિજમા તેનો ગજ્યશાસન રૂપી સૂર્ય ઉગ્યો.

ત્યારબાદ તેણે સોમદેવ ઓઝા પાસેથી દેલવાડા લીધુ મૂળરાજ સોલકીએ આ આખો દેલવાડા મહાલ ઉનેવાળ બ્રાહ્મણોને વરણી સંગ્ર તરીકે દાનમા આપેલો. ત્યારથી આ પુનિત રાજ્ય ઉનેવાળ બ્રાહ્મણોના હવાલામા હતુ, એમ મનાય છે જો કે તે ઉપર પ્રકાશ પાડતી ચોક્કસ હકીકત હજુ સુધી મળી નથી.

પ્રાચીન ઉન્નતપુરમા જ્યારે વેજલવાજાએ કાળો કેર વર્તાવ્યો ત્યારે ત્યાની પ્રજા તેને અપવિત્ર ભૂમિ માની દેલવાડામા આવી વસી હતી.

આજે પ્રાચીન ઉન્નતપુર ભસ્મીભૂત બન્યુ છે. એ પ્રાચીન ઉન્નતપુરની હદ 'ધૂડ કોટીઆ'ના બહારના ભાગથી શરૂ થાય છે. અર્વાચીન ગામનું ઉના, પ્રાચીન ઉન્નતપુરની સમીપમા થોડે દૂર આવેલુ છે.

ચૌલુક્ય ચક્રવર્તિ મહારાજાધિરાજ અર્જુનદેવ જ્યારે સોરઠના સમ્રાટ તરીકે અણહીલપુર-પાટણની ગાદી ઉપર હતા ત્યારે વેજલ વાજો તેમના ખડીઆ રાજા તરીકે ઉના, દેલવાડા, પ્રભાસ પાટણ અને નાવેરમા રાજ્ય કરતો હતો.

દૂર-સુદૂરથી, ઉનેવાળ બ્રાહ્મણોના આથમતા રાજ્યયુગ ઉપર પ્રાચીન ઉન્નતદુર્ગના નીચે પડેલા ખંડિત કાંગરાઓ પણ આક્રંદ કરીને આંસુઓ સારી રહ્યા હતા.

## પ્રકરણ ૧૪ મું



### સતીઓનું અગ્નિસ્નાન

એ ભીષણ સંગ્રામનું શૌર્ય ઉતરી ગયું હતું. મુક્તિના જંગે ઉન્નતપુરના અધિવાસીઓને ઓવારણાં ન આપ્યાં તેમને દીલ તો સંગ્રામની અફળ પૂર્ણાહુતિ હતી. સૌના હૈયાં શીનમના ભારથી ભેગી ગયા હતા.

પુણ્યભૂમિ–ઉન્નતપુરના મુક્તિ સંગ્રામમાં સોળસો બ્રહ્મવીરોએ હસતા મુખે બલિદાન આપ્યાં, એ યાદ સૌરાષ્ટ્રની પ્રજામાં હજુ તાજીજ હતી.

હિન્દુઓનું મનોહર પ્રાચીન તીર્થસ્થાન ગુપ્તપ્રયાગ પુરાણો અને ઇતિહાસોમા અદ્વિતીય સ્થાન ભોગવે છે. એનું સ્થાન સૌરાષ્ટ્રમા નાનું કે નજીવું નથી. એ પુણ્યભૂમિમા ઉન્નતપુરની સોળસો બ્રાહ્મણ સ્ત્રીઓ સતી થઈ હતી. એ સતીઓના શ્રાપથીજ વેજલવાજાને રક્તપિત્ત થયો હતો, એમ અનેક ઇતિહાસો શાખ પૂરે છે

એ સતીઓ પૈકી રાજરાણી સુધીરાદેવી અને રાજભગિની મામાદેવીએ જે ત્યાગોજ્વલ આદર્શ દેખાડયો છે, તે ઉનેવાળ જ્ઞાતિ માટે સર્વથા સ્વાભિમાન લેવા યોગ્ય છે તેમના જેવી ઉજ્જવલતમ નારી વિભૂતિઓએ ઉનેવાળ જ્ઞાતિમા જન્મ ગ્રહણ કરી, પોતાના વીરોચિત કૃત્યોથી જ્ઞાતિક્ષેત્રને ગૌરવાન્વિત બનાવ્યુ છે. તેમની પુનિત જીવનગાથા વાંચી આજે આપણા મસ્તક સ્વાભિમાનથી ઉન્નત બને છે. એ સતીઓના અગ્નિસ્નાનની જ્યોતિ અદ્યાપી પર્યંત સૌરાષ્ટ્રવાસીઓના હૃદયમા પ્રકાશી રહી છે.

રાજરાણી સુધીરાદેવીએ ઉન્નતપુરની તમામ સ્ત્રીઓને ટોળે કરી સ્ત્રી ધર્મનો આદર્શ સમજાવ્યો કેઃ

"આપણે જીવતા જીવે શત્રુઓના શરણે જવાનું નથી તમો સાચી સ્વામીનિષ્ઠ સ્ત્રીઓ હો તો ઉન્નતપુરના અંતિમ સમયની આ રાજરાણીની આજ્ઞા માન્ય રાખી, ગુલામીમાં જીવન વ્યતીત ન કરતાં મ્હારી સાથે સતી થાઓ અને પામર જીવનનો અંત લાવો." આમ રાજરાણીની આજ્ઞા થતા સૌ વીરાંગનાઓએ અગ્નિસ્નાન કરવા ગુપ્તપ્રયાગ તરફ પ્રયાણ આદર્યું.

સૌરાષ્ટ્રનો આખો માનવ સમાજ આ અગ્નિસ્નાનના સમાચાર સાંભળી થનથની ઉઠયો. સૌ રાજરાણી સુધીરાદેવીના પુનિત આદર્શને અભિનંદી રહ્યા.

વેજલવાજો, ભભૂકતી અગ્નિજ્વાળામાં હોમાતી સોળસો બ્રાહ્મણ સતીઓને એકી ટસે નિહાળી રહ્યો પ્રથમ સુધીરાદેવીએ બળતી ચિતા ઉપર ચડતાં વેજલને પડકાર દીધો કે, "મારા વીર ! આજે તે અમને રગદોળી નાંખ્યાં છે. આરાધે સૌરાષ્ટ્રભરમા અમ જેવા ગરીબ બ્રાહ્મણની ૨૪ ગામડી પણ તારી આંખમા ન સમાણી ! તારાં પાપ તું ભોગવજે." ક્ષણભર વેજલવાજો ભયભીત નજરે લવતો રહ્યો પોતે કરેલા કેરલના લાલ લોહીની ભયંકર ચમક તેની આંખમા પ્રજ્વલી ઉઠી. અને એની આંખમાથી અશ્રુબિંદુઓ વહીને એના ગાત્રો પર જામ્યા.

એક પછી એક સ્ત્રીઓ ચિતા ઉપર ચડવા લાગી. વેજલને ભૂતકાળમા ભજવેલો પ્રસગ હૈયે ચડી આવ્યો તેનુ હૃદય પશ્ચાતાપથી સળગી ઉઠયું. તેનો દેહ અગ્નિવ્યાપક બનતો દેખાયો તે ગોઠણ ભેર નીચો પડી બે હાથ જોડી યાચના કરવા લાગ્યો કે, "મા ... કરો ! મારા પાપની માફી આપો !"

વેજલ રક્તપિત્તથી રંગાઇ ગયો. તેની સુંદર આંખમાં ત્રાસની છાયી વળી ગઇ. ભયાનક દર્દની વેદનાભરી ચીસ તેના મુખમાંથી સરી પડી. તે બેભાન થઇને નીચે પડ્યો. એની એ સ્થિતીમાં તેના સાથીદારો તેને ડોળીમાં નાખી નિવાસસ્થાન ઉપર લઇ ગયા. ત્રણ ત્રણ દિવસે વેજલની મુર્છા વળી.

ત્યારબાદ સૌ પ્રભાસપાટણ તરફ રવાના થયા. જતાં જતાં વેજલ પોતાના જીવનના અમંગળ સ્થાન ગુપ્તપ્રયાગને એકીટસે નીરખી રહ્યો.

આજે આ અગ્નિસ્નાનને પોણી સાનસો વર્ષ વીતી ગયા, છતા એ સોળસો બ્રાહ્મણ સતીઓના અબોલ પાળીયા ગુપ્તપ્રયાગમા ઉભા ઉભા એ સતીઓના ધર્મપ્રેમની ચોકી કરે છે અને શાખ પૂરે છે.

મચ્છુન્દ્રી નદીના કિનારે શ્રદ્ધાન્જલી રૂપે હયાતી ભોગવતા સતી માયાદેવી અને સતી સુધીરાદેવીના પાળીઆ નજીક જતા પ્રાચીન ઉન્નતપુરના અધિવાસીઓનું અંતિમ રૂદનગીત સંભળાય છે.



ઇ. સ. ૧૨૬૦માં વેજીલે ચંદ્રબળ ઓઝા પાસેથી ઉન્નતપુર લીધું હતું. સોળસો બ્રહ્મહત્યાઓ કરેલી હોવાથી તેને ઇ. સ. ૧૨૬૨માં રક્તપિત્ત થયેલો હતો.

ઐતિહાસિક દ્રષ્ટિએ જોતાં, રા'ખેંગાર ૩જો ઇ. સ. ૧૨૫૩થી ઇ. સ. ૧૨૬૦ સુધી જુનાગઢની ગાદીએ હતો અને તેનો પુત્ર રા'માંડલિક ૧ લો ઇ. સ. ૧૨૬૦ થી ઈ. સ. ૧૩૦૬ સુધી હતો: (રાસમાળા: બીજો ભાગ, આવૃત્તિ ૩ જી, પૃ. ૫૨૮)

•આ ઉપરથી વેજલ અને રા'માંડલિક બંન્ને મિત્રો હતા, એમ સત્ય ઠરે છે.

ચંદ્રબળ ઓઝા, વેજલ, રા'માંડલીક ૧ લો અને પીરમનો પાદશાહ–મોખડાજી સમકાલીન હતા.]

વેજલને દિલ એકજ દર્દ હતું કે, " મારી આ સ્થિતી જાણી રા'માંડલિક અહિં મળવા આવે તો શું થાય? મેં નિઃશસ્ત્ર સોળસો બ્રાહ્મણો પર હથિયાર ઉગામ્યાની વાત એ સોરઠનો શિરતાજ જાણે તો શું થાય?"

આથી તેણે સૌરાષ્ટ્રનો સીમાડો છોડી હિમાલયમાં બાકીનું જીવન ગાળી નાંખવાનો નિર્ધાર કર્યો.

તાત્કાળીક તેણે હિમાલય તરફ પ્રયાણ આદર્યું. તે પગપાળે પોતાનો પંથ કાપ્યે જતો હતો તેવામા પ્રભાસપાટણની યાત્રાએ જતા બ્રાહ્મણોનો મેળાપ તેને માર્ગમાં થયો.

એ બ્રાહ્મણોએ વેજલવાજાને સૂચવ્યું કે, હિમાલય જતાં પહેલાં કાશીની યાત્રા કરવાથી રક્તપિત્તનું નિવારણ થશે. આ બ્રહ્મકહેણ માથે ચઢાવી વેજલે કાશી તરફનો માર્ગ લીધો. રસ્તામાં તેણે જુનાગઢ ગિરનારના દામોદર કુંડમાં સ્નાન કરી એક સોનાનો હાથી બ્રાહ્મણોને દાનમાં આપ્યો વેજલવાજાએ દાનમાં આપેલા એ હાથીની વ્હેંચણી કરતાં બ્રાહ્મણો માંહે માંહે લડી પડયા.

અંતે આ તકરારનો નિકાલ કરાવવા તેઓ સોરઠના ચુડા સમા રા'માંડલિક પાસે જવા નીકળ્યા. આ સમયે સંજોગોવશાત્ (મોખડાજીના પિતાના શ્રાદ્ધમાં) રા'માંડલિક પણ પ્રભાસ-પાટણ જતો હતો તેને આ બ્રાહ્મણો માર્ગમાં મળ્યા. રા'માંડલીક પોતાના મિત્ર વેજલનું દાન પારખ્યું અને તેને સંશય પેદા થયો બ્રાહ્મણોને પૂછતાં જવાબ મળ્યો કે, રક્તપિત્તીઆ વેજલવાજાએ અમોને દાનમાં દીધું છે. આથી રા'માંડલિક દર્પાવેશમાં આવી જઈ તેના નામતા મિત્રની પાછળ ત્વરીત ગતિએ દોડવા લાગ્યો.

સોમનાથ મહાદેવને નિત્ય સ્નાન કરાવવા માટે ઠેઠ કાશીથી ગંગાજળ મોકલવામાં આવતું હતું અને તે માટે માર્ગમાં ઠેર ઠેર ગંગાજળીયાની ગોઠવણ કરી દરેકના ટપ્પા ગોઠવ્યા હતા. આમ ગંગાજળ લઈ એક કાવડ નિયમીત કાશીથી સોમનાથપાટણ આવતી હતી.

પાટણનો રાજમાર્ગ હરહમેશ યાત્રાળુઓથી ભરચક રહેતો. કોઈ સોમનાથના દર્શન કરવા આવતા હોય તો કોઈ દર્શન કરી પાછા વળતા હોય. બારે માસ પાટણનો રાજમાર્ગ યાત્રાળુ-ઓથી ભીડાયેલો જ રહેતો.

યાત્રાળુઓની એ પ્રચંડ મેદનીમાંથી રા'માંડલિક ઉતાવળો ઉતાવળો દોડતો જતો હતો એવામાં ચોમેર પડઘા પાડતો ગંગાજળીયાનો અવાજ સંભળાયો: "હર બોલે! બમ બોલે!"

સૈકા જૂની નિષ્કંટક માર્ગ મળવાની એકધારી પ્રથાથી નિર્ભય બનેલો આ છેલ્લા ટપ્પાનો ગંગાજળીઓ હાથમાં રાખેલી ઝારીમાંથી દર્ભપાન વડે માર્ગ સંકેત દેતો ત્વરીત ગતિએ ચાલ્યો આવતો, હતો એણે ખાંધે રૂપેરી ઘુઘરીઓવાળી કાવડ હતી કાવડના બન્ને ત્રાજવામાં ગંગાજળથી ભરેલા મોટા ત્રાંબાના ઘડા હતા એણે સ્વચ્છ પીળુ પીતાંબર પહેર્યું હતું. એના ઉઘાડા દીલ ઉપર યજ્ઞોપવીતના તેજ ઝગારી રહ્યા હતા.

વડાલ અને કથરોટી વચ્ચે ચાલ્યા આવતા આ ગંગાજળીયા સાથે, મિત્રની શોધમાં અંધ બનેલો રા'માંડલિક અથડાયો. જોરથી પછડાયેલા ગંગાજળના ઘડા ઢળી ગયા અને માંડલિક ઉપર ન્હાઇ શકાય તેટલુ ગંગાજળ વેરાયું ગંગાજળીયો જમીન ઉપર પછડાયો અને તેના શુદ્ધ વસ્ત્રો ખરડાયાં. રા'માંડલિક શું થયું, એ જાણવાની પરવા રાખ્યા વગર, નીતરતે કપડે વધુ જોશથી દોડવા લાગ્યો.

યાત્રાળુઓના ટોળાંએ આ બનાવ જોયો.સૌની આંખો રાતી પીળી થઇ ગઇ. સોમનાથ ભગવાનનુ અપમાન કરનાર એ માનવી પ્રત્યે સૌને વૈર ઉત્પન્ન થયું.

સૌ યાત્રાળુઓ એ પાપી મનુષ્યને પકડવા તેની પાછળ દોડયા.



# પ્રકરણ ૧૬ મું



## રક્તપિત્તનું નિવારણ

હર્ષના અતિરેકથી દોડતો રા'માંડલિક જેતલસર આગળ રક્તપિત્તના રોગી–તેના મિત્ર વેજલને ભેટ્યો.

"વેજલ ! મ્હારા મિત્ર !"

વેજલે પોતાના રોગીષ્ટ હાથો દૂર રાખી અશ્રુભીની આંખે રા'માંડલિક સામે જોયું. એ રક્તપિત્તીઆના મુખમાંથી ફક્ત એકજ શબ્દ સરી પડ્યો : "માંડલિક!"

જેણે હજારો જંગ ખેલેલા, જેણે લુંટારૂં ટોળીની સરદારી દીપાવેલી, જેણે હજારો સ્ત્રીઓ સાથે બળાત્કાર આદરેલો એવા એ રાઠોડ પહેલવાને જમીન ઉપર બેસી પોતાના મિત્ર રા'માંડલિક સમક્ષ છાતીફાટ રૂદન કર્યું. સૌ પ્રવાસીઓએ જડવત્ બની આ રૂદન નીરખ્યું. સૌ દિગ્મૂઢ બની ગયા !

"વેજલ ! મારા પ્યારા મિત્ર ! તું રડે છે શા માટે ? તારૂં કોઇએ અપમાન કર્યું હોય તો મારૂં સૈન્ય તારૂં છે. તારૂં ધન લૂંટ્યું હોય તો મારા ધનભંડાર તારા છે. તારા રાજ્ય ઉપર કોઇએ નજર નાંખી હોય તો મારૂં અર્ધું રાજ્ય તારૂં છે. બોલ મિત્ર ! આ વૃદ્ધાવસ્થાએ તારે માથે શું દુઃખ આવી પડ્યું છે ? ઉઠ, મારા વીર મિત્ર ! જલ્દી ઉભો થા !" રા'માંડલિકે આશ્વાસન આપતા કહ્યું.

'રાઠોડ સિંહ તાત્કાળિક ઉભો થયો. તેણે પોતાના હાથ ઉપરના પાટા છોડી નાખી, પોતાનો રોગ રા'માંડલિકને બતાવ્યો. એ મહાન શત્રુની સિમા જોઇ રા'માંડલિક ક્ષણભર આશ્ચર્યચકિત બન્યો: "રક્તપિત્ત' દેવ અને દુનિયાનો શાપિત્ત! રક્તપિત્ત!" વેજલની આંખો શરમભરી નીચે નમી પડી સોળસો બ્રહ્મહત્યા કાજે થયેલી સોળસો બ્રાહ્મણ સતીઓનુ અગ્નિસ્નાન તેની આંખ આગળ નાચવા લાગ્યુ

•રા'માંડલિક મિત્રભાવે તેને ભેટવાનુ રોકી શક્યો નહિ. "વેજલ! ત્હારા આવા દર્દની બીક રાખી માંડલિક શું મિત્રતાને વીસરી જશે? ના . કદીયે નહિ. આપની મિત્રતા આત્મા માથે છે, આવ મારા મિત્ર વેજલ' આપણે સહર્ષ ભેટીયે' પુનિત ગંગાજળથી ભીંજાયેલ રા'માંડલિક વેજલને ભેટી પડયો.

એકાએક વિજળી વેગે ચમત્કાર થયો' વેજલનો રક્તપિત્ત ગયો' શાન્ત ચિત્તે આ ચમત્કાર નિહાળતી માનવ મેદનીમાંથી જયઘોષ ગાજી ઉઠયા "જય સોમનાથ' જય ગંગામૈયા' જય ગંગાજળ!"

આ સ્થાન રા'માંડલિક અને વેજલની મૈત્રીના મૂલ્ય આંકતું આજપણ 'ગંગા જળીયા 'ના પુનિત નામથી પૂજાય છે. અને એ સત્ય કથાનું અમર પ્રતિક દર્શાવતી નીચેની સાહિત્ય પંક્તિઓ આજપણ સૌરાષ્ટ્રના ભાટ ચારણોમા હોંસથી ગવાય છે.

ગંગાજલ ગઢેશાં પંડ તારૂં હતુ પવિત્ર,
વિંજાને રગત ગયાં તો વાળા મંડલિક.
કટિ હેમ કટારિયા સોનરી સુરવાળ,
ભારે ગઢ બ્રહ્મહત્યા ભેરે વાજે ભૂપાલ.

❧

## પ્રકરણ ૧૭ મું



### વેજલનો કરૂણ અંત

**પ્રભાસપાટણના** રાજા વેજલજીએ ઉનેવાળ બ્રાહ્મણોને માર્યા, એ ચોક્કસ ઐતિહાસિક વાત છે કારણકે વાજાઓના રાજ્યકાળ સાથેનો તેનો સબંધ ઘણા ઉત્કીર્ણ લેખોમા મળે છે

'કાઠિયાવાડ ગેઝીટિયર' નામના પુસ્તકમા ઉનામા ઉનેવાળ બ્રાહ્મણોને માર્યાની હકીકત આપી છે પરતુ ઉનેવાળ રાજાઓના સકલનાબદ્ધ નામો આપ્યા નથી

વાજા રાજાઓએ ઉનેવાળ બ્રાહ્મણો પાસેથી ઉન્નતપુર લઇ લીધુ એવુ ઘણા ઐતિહાસિક પુસ્તકોમાથી મળી આવે છે. એ વાજાઓના જુના શિલાલેખો તપાસતા રાજા વેજલજીનો રાજ્ય કાળ નીચે મુજબ જણાય છે

૧–સુત્રાપાડા ગામના વિ સં ૧૩૫૭ (ઇ સ ૧૩૦૧)ના સૂર્ય મદિરમાના લેખમા વિજલદેવ [વિજલજી, વયજલદેવ]નુ નામ જણાવ્યુ છે

વેજલજીના રાજ્યકાળ ઉપર પ્રકાશ પાડતા વિ સ ૧૩૫૧ ઇ. સ ૧૨૯૫ની સાલના એકજ પાટમા લખેલા બે શિલાલેખો મેંદીનારથી પૂર્વમા લગભગ ૬ માઇલ છેટે સાગાવાડી નામની નદીના પૂર્વ કિનારા પર આવેલા 'જૂની કાકડી' નામના ગામમા કાધ ગરડ નામની એક પ્રસિદ્ધ જગ્યામા છે. એ શિલાલેખોની નકલ નીચે મુજબ છે

•१ श्री नृपविति क्रम संवत १३५१ वर्षे वैशाख सुदी सोमे श्री उन्नतदुर्गे राजश्री वयजल प्रभृति वाणिज ग्रामे पद्‌वावासुत देगुण मृत ः ॥

२ श्री नृपविति क्रम सवत १३५१ वर्षे वैशाख सुदी ३ सोमे श्री उन्नतदुर्गे राजश्री वयजल प्रभृति कोडीया ग्रामे पद्‌पोड्‌ सुत वचाक मृत ः ॥

જો કે, બીજા ઘણા શિલાલેખો [વિરાવળના હરસિદ્ધ માતાના મંદિરનો, કોડીનારના કોટેશ્વર મહાદેવના મંદિરનો વિ.] વાજા રાજાઓના રાજ્યકાળની સાક્ષી પૂરતા મળી આવે છે પરંતુ વૈજલજીના રાજ્યકાળ પરત્વેના ઉપરોક્ત દર્શાવેલા ત્રણ શિલાલેખો સત્ય (ઉનેવાજાોના રાજ્યકાળની સાકળ પૂરતા) કરે છે

વૈજલવાજો વિ સ ૧૩૫૫ (ઇ સ ૧૨૯૯)મા પ્રભાસપાટણ ઉપર ચડી આવેલા અલાઉદ્દીન ખીલજીના સેનાપતિ અલફ્ખાન સાથે લડયો હતો પરંતુ આ યુદ્ધમા તે મરાયે. નથી, એમ લાગે છે કારણકે એ વર્ષ વીત્યા બાદ અલફ્ખાનના હાથે સોમનાથના શિવાલયનો ધ્વસ થયા પછી એટલે વિ. સ ૧૩૫૭ ઇ સ ૧૩૦૧મા સૂત્રાપાડા નામના ગામના સૂર્યમંદિરમા તેણે મૂર્તિ કરાવ્યાની હકીકત પ્રથમ દર્શાવેલા શિલાલેખમાંથી મળે છે આથી તેણે રા'માંડલિક ૧લાની સહાયથી અલફ્ખાને પાટણમા બેસાડેલા સુબાને નસાડી પ્રભાસપાટણમા પુનઃ પોતાનો અધિકાર જમાવ્યો હતો, એમ કરે છે. વળી એણે જગતસિંહ રાઠોડનો વંશ જુનાગઢમા શરૂ કર્યો હતો

એ રાઠોડ વેજલને જેવી રા'માંડલિક સાથે મિત્રતા હતી તેવીજ દુશ્મનાવટ થયેલી. બંન્નેની લાંબી અને કઠોર દુશ્મનાવટ થઈ. વેજલ થોડા વખત માટે જુનાગઢ અને વંથલી રા'માંડલિક પાસેથી જીતી શકયો હતો. રા'માંડલિક વતી મીર મોખડાજીએ વેજલનો પરાજય કર્યો ને રા'માંડલિકને જુનાગઢની ગાદી પાછી સોપી. વખત જતા રા'માંડલિક વંથળી પણ પાછું લઇ શકયો હતો. પછી તેની પાસેથી વેજલના પુત્ર જગતસિંહે અને અરસિંહે લડાઇ કરી લઇ લીધું. પરંતુ પાછળથી રા'માંડલિકના પુત્ર રા'મહિપાળે વાળા રજપુતો (વેજલના વંશજો) પાસેથી વથળી મહાને માટે પાછું મેળવ્યું હતું.

મોખડાજીએ વંથળીમા વેજલનો પરાજય-નાશ કર્યો, ત્યાર પછી ઇતિહાસોમા કયાયે વેજલનો પત્તો નથી.

વેજલના સ્મરણાર્થે તેના પુત્ર-જગતસિંહે વંથળીમાં એક શિવાલય બંધાવી તેમાં વિંજલેશ્વર મહાદેવની સ્થાપના કરી હતી. એ શિવાલય પ્રાચીન હોઇ વેજલવાળાના મૃત્યુ પછી તુરતજ બંધાવવામાં આવ્યુ હતું, એમ તેમાંના મુખ્ય શિલાલેખ ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે.



# પ્રકરણ ૧૮ મું



## વાજાજાતિની કથા

રાઠોડ વેજલજીના સ્વર્ગવાસ પછી તેનો પુત્ર જગતસિંહ વયજી અને પ્રભાસપાટણની રાજ્યગાદી ઉપર આવ્યો.

. તેનો પુત્ર ક્ષેમાનંદ ચૌલુક્ય વંશના વીરધવલની પુત્રી પ્રેમળદેવીને પરણ્યો હતો ક્ષેમાનંદના પુત્ર વિજયાનંદે વિજલેશ્વર શિવાલય નજીક એક મોટી ધર્મશાળા બધાવી હતી. તે રાષ્ટ્રકૂટ (રાઠોડ) વંશના જૈત્રસિંહના પુત્ર ભીમસિંહની પુત્રી નાગલદેવીને પરણ્યો હતો. તેનાથી તેને સામતસિંહ અને તેજસિંહ નામના બે પુત્રો તથા હીરાદેવી નામની એક પુત્રી થઇ હીરાદેવીને ચૌલુક્ય વંશના લવણ્યધવલની સાથે પરણાવી હતી તે મરણ પામી ત્યારે નાગલદેવીએ તેની મૂર્તિ વિજલેશ્વરના શિવાલયમા સ્થપાવી હતી આ પ્રશસ્તિ ઉપરથી જણાય છે કે, ચૌલુક્ય [સોલકી] વંશ સાથે વાજાઓને વિવાહ સબધ હતો

ઐતિહાસિક ક્રમ મુજબ વાજા રાજાઓની વંશાવલિ આ પ્રમાણે છે:× ૧ વેજલ વાજો ૨ જગતસિંહ ૩ ક્ષેમાનંદ ૪ વિજયાનંદ ૫ બ્રહ્મદાસ.

પ્રભાસપાટણના વેરાવળી દરવાજાના વિ સ ૧૪૬૨ ઇ સ ૧૪૦૬ ના એક સંસ્કૃત ફારસી લેખ ઉપરથી જણાય છે કે, પ્રભાસનો છેલો વાજા જાતિનો રાજા બ્રહ્મદાસ વિજયરાજ . પાદશાહી સુબા મલેકખાન શ્રી દફરના હાથે મરાયો હતો અને પ્રભાસનો રાજા મલેક દફર થયો હતો પરતુ આ લેખ આગળ ચાલતા અસત્ય ઠરે છે

11 h 73

ગુજરાતના સુલતાન મહંમદ બીજાએ સંવત ૧૪૯૭ એટલે ઇ. સ. ૧૪૪૧માં સમુદ્ર કિનારાનો તમામ ભાગ જીતી લઈ પ્રભાસ-પાટણમાંથી વાજાઓને હંમેશ માટે દેશપાર કર્યા. ઘણા વાજાઓ નાઘેરમાં જઇ વસ્યા અને બાકીના રહ્યાસહ્યા ઉંચા કોટડામાં જઇને વસ્યા.

આજ અરસામાં વાજા જાતિનો છેલ્લો રાજા ધ્રબલદાસ મુઓ. વાજા જાતિનો લગભગ બસો વર્ષનો રાજ્યકાળ કાઠિયાવાડમાં ગુટક હતો. (સંવત ૧૩૧૬ થી સંવત ૧૪૯૭)

દગાખોરીના ફીણથી સારાયે સૌરાષ્ટ્રને ધીજાવી રહેતી એ ક્રૂર વાજા રિયાસતના મધ્યાહ્નકાળ પછીનાં તેજ કારમા વેગથી ઓસરવા માંડયા અને ઘણા વર્ષોથી જામેલી એ રિયાસતનો સન્ધ્યાકાળ આવી પહોંચ્યો.

કપટથી પ્રાપ્ત કરેલી વસ્તુ કોઇને પચીયે નથી ને પચેય નહિ. એ સૂત્ર અનુસાર વેજલવાજાએ દગા ફટકાથી જે રાજ્યો મેળવ્યાં હતાં, તે તમામ રાજ્યો તેના વંશજો પાસેથી સદંતર ગયાં—વાજા જાતિનો રાજ્યયુગ આથમ્યો.

આમ અંતે વાજા જાતિ હાથ ઘસતી રહી! વૈભવી વાજા-જાહોજલાલીના કિરણો આજે ઓસરવા માંડયાં. અદ્યાપીપર્યંત એ જાતિ નાઘેરમાં વસે છે. વાજાઓની એ ભૂમિની વિશેષતાનું વર્ણન કરતા એક કવિ કહે છે કે :

**વાજા ઠાકોરને આંબવન, નાર પદમણી ઘેર;**
**રેંટ ખટુકે વાડીએ, લોય લીલી નાઘેર.**

વાજાઓની સ્ત્રીઓ હજી ઓઝળ પાળે છે. ગરહો હળ સાંતી હાંકી હાથે પાણી ભરે છે તેઓ ગરીબ હોવા છતાંય તેમનામાં જાતિ ગુમાન, ટેક અને તીખાસ નજરે પડે છે.

આ છે, વાજા જાતિની કથા !



## પ્રકરણ ૧૯ મું



### એ સજીવ તવારીખ !

રાજ્ય-જીવનના ઉજ્જળા શહ પરથી અટવાયેલી આપણી જ્ઞાતિની ભૂતપૂર્વ યશગાથા આજે અનેક ગ્રંથોમાં મોખરે છે. એ એવરેસ્ટ શિખરે આપણી જ્ઞાતિ પુનઃ ક્યારે પહોંચશે, એ પણ એક અણઉકેલ્યો પ્રશ્ન છે.

ઉન્નતપુરમાંથી ઉનેવાળ બ્રાહ્મણોનો સંક્રાંતિકાળ નષ્ટ પામ્યો. એ સંક્રાંતિકાળની ગૌરવકથા ખરેખર સર્વોપરી છે. અને એ ભૂતકાળની કક્ષા કઈ હદે વીચરી હતી ?

પુનરુત્થાનના એ મહાકાળમાં ઉન્નતનારી બ્રાહ્મણો સજીવ અને સચેતન હતા. એમણે એમના કાળમાં પ્રતિહાસને સર્જ્યો છે. અને પછી સાત સૈકાઓનો અંધકાર એમના ઉપર છવાય છે. આજ હવે ઇતિહાસ એમની ચીરંજીવ ગાથાઓ સર્જે છે.

જ્ઞાતિના ઉજ્જવળ ઇતિહાસના એ રચી જનારાઓ આજ ઇતિહાસના સજીવ પાત્રો બને છે. અને પોતાની વીરત્વ શક્તિશાળી કથા સુણાવવા આજે તત્પર બને છે.

ગઇ કાલની એ મહત્તા છે. આજની એ અશ્રુકથા છે. આજની અશ્રુકથા એટલા માટે કે, તેને સૌ બાંધવોને પરાધીન અવસ્થામાં મૂક્યા છે. ભૂતકાળની એ મહત્તા આજે શા ઉપયોગની ? એ પ્રશ્ન સૌના દિલમાં સ્વભાવિક સ્ફૂરે છે. ગઇ કાલની યશગાથાઓને પીછાણી-પચાવવાથી આધુનિક સમાજમાં કંઇક અંશે શૌર્યતા પ્રેરાય છે. અને એ સીંચનમાંજ આપનું ભાવિ ઘડતર છૂપાયેલું છે. સૌ બાંધવોના જીવનનું ઘડતર સાફલ્ય થજો, એ ભૂતકાળનો ગૌરવવંતો ઇતિહાસ રચી જનારાઓનો દૈવી આદેશ છે.

આપણો રાજ્યયુગ નષ્ટ થયાને પોણુ સાતસો વર્ષ થઇ ગયા છે, છતાંયે કોઇ પ્રાચીન ઉન્નતપુર જાય તેના ખંડિત અવશેષો નિહાળે કે ચંડભાગ ઓઝાનું પુનિત નામ માત્ર સાંભળે, વેજલરા-જાનો કેર સાંભળે તો તુરતજ ઉનેવાળ બ્રાહ્મણોનો રાજ્યયુગ હૈયે ચડી આવે છે

ઉનેવાળ જ્ઞાતિના એ ઘડતરમાં સુખ અને સમૃદ્ધિ હતા ભલે તેના મુ યાન્ન બીજી જ્ઞાતિઓને દિલ ન હોય પરંતુ ઉનેવાળ જ્ઞાતિને દિલ તો છે જ!

ઉન્નતપુરની મન્તાનની ધર્મક્ષાતિ અદ્રશ્ય થઇ ગઇ કારણ? મોતીશા દિવાને અને વેજલવાજાએ ઉનેવાળ બ્રાહ્મણોની સ્વતંત્રતા છૂટી નાખી તેઓનું જીવન ભૂતકાળમાં આ અવનીપટે ન હોત તો આ તો ઇતિહાસ કંઇક જુદોજ ઘડાત

આજે એ સ્વપ્નમાં આપણી આંતર વેદના છે

હવે એક બીજી વાત જ્ઞાતિનો ઇતિહાસ એટલે જ્ઞાતિ જનતાના યુગધર્મી પરિવર્તનનો ઉલ્લેખ. આ સ્વયંસિદ્ધ સિદ્ધાંતને દ્રષ્ટિ સમક્ષ રાખી આપણી જ્ઞાતિના ઇતિહાસનું ટૂંક સિંહાવલોકન કરીએ

ઉન્નતપુર (ઉના)ની રાજ્યસત્તા ગુમાવ્યા પછી આપણે પ્રથમ ઝાલાપુરી કાંઠા પર જઇ વસ્યા ને ત્યારબાદ લાલપ્રદેશ તરફ આવ્યા. જ્યમ જ્યમ આપણામાં સાહસીકપણું અને વંશવૃદ્ધિ વધતા ગયા તેમ તેમ આપણે ગુજરાત અને કાઠિયાવાડમાં પ્રસરી રહ્યા.

આ વાતને વર્ષો વીતી ગયા જગતમાં કેટલાએક પરિવર્તનો પણ થઇ ચૂક્યા ને ત્યારબાદ એટલે આજે આપણી જ્ઞાતિ ત્રણ વિભાગોમાં વહેંચાઈ ગઇ છે. છારીઆ, બાજીઆ અને નાથજીઆ



# પ્રકરણ ૨૦ મું



## ઐતિહાસિક પુષ્પો

આપણા રાજ્યકાળ સમયે આપણા ભાઇઓએ બધાવેલા સરોવર 'ઉન્નતપુરનુ તળાવ' 'બેમા ગામનું તળાવ' 'વર સીગપુર ગામની વાવ' વિ૦ રચનો ખાસ જોવા લાયક છે

*ઉન્નતપુરના રાજ્યકાળની સજીવ તવારીખ દર્શાવતા હસ્તલેખિત પ્રાચીન પુસ્તકો, દેવકા નિવાસી સવજી મોના ઓઝાને ત્યા કોઇ ઉનેવાળ બધુએ ગીરવે મૂકયા હતા હાલમા તદ નિવાસી માવજી ભાઇજી ઓઝા તથા ગરાળ નિવાસી ભાઇજી ઓઝા પાસે ઐતિહાસિક હસ્ત લેખીત પુસ્તકો છે. ઓઝા બધુઓ રાજવશી હોવાથી તેમની પાસેથી રાજ્યવિષયક વિશેષ સામગ્રી મળી શકે તેમ છે.

*આપણી જ્ઞાતિના વહિવચા બારોટ રાણાજીના વશજો શ્રી કલ્યાણજી બનેસિહ, શ્રી ભાવસિહ બનેસિહ અને શ્રી વેલજી લાલજી હાલ પીપલપુરમા વસે છે

*ઉના પાસે આવેલા વાકીયા અને એલ પર ગામનુ પાણી (તે સ્થળે વેજલે બ્રહ્મહત્યાઓ કરેલી હોવાથી) ગોઝારૂ ધારી આપણા ઉનેવાળ ભાઇઓ પીતા ન્હોતા પરતુ પાછળથી આપણા કેટલા એક ભાઇઓ એ ગામોમા જઇ વસ્યા.

*વેજલવાજાએ ઉન્નતપુર અને દેલવાડા લીધુ ત્યારપછી આપણી જ્ઞાતિ ત્રણ પેટા ભાગમા વ્હેચાઇ ગઇ એક ભાગ ગુજરાતમા બાજગામ જઇ વસ્યો તે બાજીઆ કહેવાયા

બીજો ભાગ ઉન્નતપુરથી ત્રણ ગાઉ દૂર નાથળ ગામ જઇ વસ્યો તે નાથળીઆ કહેવાયા. ત્રીજો ભાગ કોડીનાર પાસે છારા (રાદલપુર) જઇ વસ્યો તે છારીઆ કહેવાયા.

*શેરગઢના દવે પીતાંબર પાસે, ઉંટીઆના ભાઇજી ઓઝા પાસે, ગંગાધર નારાયણ દાદા પાસે આપણા રાજ્ય સમન્વયે ૨૪ સાંતીનો ગરાસ હતો; એમ બારોટના ચોપડા ઉપરથી ઠરે છે.

*નરસિંહ મહેતાના શિષ્ય મંડળમાં સેવાદાસજી હતા. તેમના શિષ્ય કવિ ભાવદાસજી ઉનેવાળ બ્રાહ્મણ હતા. તેઓ દ્વારકાંની શારદાપીઠમાં ભણેલા અને દર્શનશાસ્ત્રમાં પારંગત હોઇ વિદ્વાન હતા. તેઓ નરસિંહ મહેતાની પુત્રી કુંવરબાઇના વિવાહ પ્રસંગે, નરસિંહ મહેતાના પુત્ર શામળદાસના લગ્ન પ્રસંગે તથા કુંવરબાઇના મામેરા (શ્રીમંત) પ્રસંગે મોસાળામાં ગયા હતા. ત્યારબાદ ભાવદાસજીએ નરસિંહ મહેતાની યાત્રાનું વર્ણન સ્વરચિત 'ભાવપ્રબોધ' નામક ગ્રંથમાં છંદોબદ્ધ રચનાથી કરેલું છે. મંતકવિ ભાવદાસજીએ વિક્રમ સંવતના સોળમા સૈકામાં આ સુપ્રસિદ્ધ ગ્રંથ લખ્યો હતો. તેની ભાષા ને લિપી અત્યંત સુંદર છે. ઉનેવાળ જ્ઞાતિના એ પ્રથમ લેખક અને કવિને હજારો વાર વંદન હો!

*ઉન્નતપુરના રાજ્ય સમયે આપણી અટકો નીચે મુજબ હતી.

ઓઝા, પુરોહિત, જાની, આચાર્ય,(ભટ) પંડયા, જોશી, ગળોત, વ્હોરા, ઉપાધ્યાય, પાઠક, દવે, ભાદરોડા(ઠાકર), વાગમોત્ર, રાજગુરૂ, માળેરા, મહેતા, ભટ્ટ, શ્રોત્રિય અને અધ્વર્યુ.



(૧)

## : ઉનેવાળ બ્રાહ્મણોની પૌરાણીક કથા :

[ પદ્ય ]



[ અનુષ્ટુપ છંદ ]

ઇશ્વર બોલ્યાઃ—

જનું ત્યાંથી મહાદેવી ! ઉના નામ પુરે વરે[1] ।
દિશાએ ઉત્તરે તેની "ઋષિતોયા" નદી તટે ॥૧॥

સ્થાપ્યુ લિંગ ઋષિઓએ ત્યાં "બ્રહ્મેશ્વર" નામનું ।
સ્થાન મેં તે મહાદેવી સ્થાપકોનેજ આપીયું ॥૨॥

ચોતરફ ઓગા બદ્ધ ચડીને ગણુ રક્ષિત ।
આપ્યું એ સ્થાન ગૌરી જ્યાં કરેનુ લિંગ ઉન્નત[2] ॥૩॥

શ્રેષ્ઠ તે સ્થાનનુ આથી રાખ્યુ છે નામ "ઉન્નત"[3]।
અથવા પૂર્વનું દ્વાર ઉચ્ચ છે દેવસદ્મનુ ॥૪॥

શ્રેષ્ઠ તે સ્થાનને આથી કહ્યું "ઉન્નત" નામનુ ।
અથવા તપ વિદ્યાથી ઉન્નતિ જ્યાં પમાય છે ॥૫॥

ઋષિઓએ ખરે તેથી કહ્યુ ઉન્નત નામ છે।
જ્યારે "દેવકુલ" ક્ષેત્ર "મૂલ ચંડીશ" દેવને ॥૬॥

---

૧ શ્રેષ્ઠ, ૨ ઉભું, ૩ ઉના,

કર્યા પ્રસન્ન વિપ્રોએ ત્યારે પામ્યા મહોદય[1] ।
ઋષિતોયા નદી તીરે ધરતા ધ્યાન શમ્ભુનું ॥૭॥

કર્યું ત્યાં તપ વિપ્રોએ સાઠ હજાર વર્ષનું ।
તપસ્વી તે દ્વિજો પાસે ગયો હું ભિક્ષુ રૂપથી ॥૮॥

ત્રિકાળ દર્શીઓથી તો જોવાયો મૂળ રૂપથી ।
બ્રાહ્મણોએ મને જોયો આથી પામ્યો વિરામ હું ॥૯॥

જાણ્યા દેવ હવે જાઓ ક્યાં? કહી મુનિઓ રહ્યા ।
પોતાના તપના તેજે દીપાવતા દશે દિશા ॥૧૦॥

મુનિઓ દોડતા આવ્યા "મહેશ" એમ બોલતા ।
પણ ત્યાં લિંગને જોયું જોયા નહીં મહેશ્વર ॥૧૧॥

વિપ્રો તે લિંગ જોનારા "મૂલ ચંડીશ" નામના ।
સદેહે આવવા લાગ્યા સર્વે તે સુર લોકમાં ॥૧૨॥

જ્યારે પુરંદરે[2] જોયું સ્વર્ગ આખું ઋષિમય ।
અને તપસ્વિઓ બીજા સ્વર્ગમાં આવતા દીઠા ॥૧૩॥

તેમને દૂરથી દેખી સ્વર્ગમાંથી પુરંદરે ।
આવી પૃથ્વી પરે ઢાંક્યું વજ્રથી લિંગ તે ખરે ॥૧૪॥

બ્રહ્મચારી મુનિઓનું ત્યાં અઢાર હજારનું ।
વૃન્દ આખું ઉભું તેણે ન દીઠું એક લિંગને ॥૧૫॥

એટલામાં મુનિઓએ ઉભો દીઠો સુરેન્દ્રને[3] ।
દીધો જ્યાં તેમણે શાપ થયો ત્યાં નષ્ટ વામન ॥૧૬॥

---

૧ મોટી આબાદી, ૨ ઇન્દ્રે, ૩ ઇન્દ્રને.

ક્રોધી જોઈ ઋષિઓને દયાળુ પાર્વતી પતિ ।
મીઠડી વાણીથી બોલ્યા તેમને શાન્ત પાડતા ॥૧૭॥

અહો! વિપ્રો જણાઓ છો કેમ ઉદ્વેગમાં તમે ।
તમે તો શાન્તિને ઇચ્છો ન કોપ તમને ઘટે ॥૧૮॥

પ્રસન્ન ચિત્તથી સર્વે કહું તે સાંભળો હવે ।
પોતાના પુણ્યના નાશે જ્યાંથી પાછું પડાય છે ॥૧૯॥

સ્વર્ગ તે જ્ઞાનીઓથી રે શાથી ? શ્રેષ્ઠ ગનાય છે ।
જ્ઞાનીઓએ સ્વર્ગ આવું યાચવુ નાજ જોઇએ ॥૨૦॥

આથી હે, બ્રાહ્મણ શ્રેષ્ઠો ! કહ્યું એક તમે કરો ।
રહેવાને તમે વિપ્રો નગ્ર આ રમણીય હ્યો ॥૨૧॥

અને વિવિધ યજ્ઞોથી દેવોને તૃપ્ત ત્યાં કરો ।
અગ્નિ હોત્ર તણો હોમ ને કરો પિતૃ પૂજન ॥૨૨॥

તેમ ભણો સૌ વેદને કરો અતિથિ આદર ।
એ પ્રમાણે સદા કર્મો કરી સર્વે તપસ્વિઓ ॥૨૩॥

કૃપાથી માહરી અન્તે મુક્તિ નિશ્ચય પામશો ।

બ્રાહ્મણો કહે:–

તપસ્વીઓ મિતાહારી બચાવી ના શકે જરી ।
ભક્તિ તે ઇચ્છતા તારી તેને શા કામની પુરી[1] ॥૨૪॥

શિવ બોલ્યા:–

કહ્યું માની તમે માઈ નગ્ર લો રળિયામણું ।
ભક્તિ તમારી મારામા રહેશે સર્વ કાલમા ॥૨૫॥

---

૧ નગરી.

કહી આમ મહાદેવે બંધ નેત્રો કરી અને ।
સંભાર્યા વિશ્વકર્મા[૧] કે ઉભા તે હાથ જોડીને ॥૨૬॥

અને બોલ્યા 'કૃપાસિંધુ' કાંઇ આજ્ઞા મને કરો ।
વદ્યા શંભુ દ્વિજો કાજે સુરમ્ય નગરી રચો ॥૨૭॥

પછી તે વિશ્વકર્માએ ધરા ત્યાંની તપાસીને ।
બેઉ અંજલિ જોડીને કહ્યુ દેવાધિદેવને ॥૨૮॥

ભૂમિ અહીં તપાસી મે દેવોનો આ નિવાસ છે ।
ને પડયુ લિંગ તેથી રે નગરી અત્ર ના ઘટે ॥૨૯॥

યોગ્ય છે આ યતિઓને ગૃહસ્થોને અયોગ્ય છે ।
આમ તે વિશ્વકર્માએ કહ્યું જ્યારે મહેશને ॥૩૦॥

ત્યારે વખાણવા યોગ્ય વાણી બોલ્યા મહેશ્વર ।
ગૃહસ્થ બ્રાહ્મણો મારા વાસ જ્યાં પ્રચ્છન્ન નથી ॥૩૧॥

તો હવે તેમને કાજે રૂપિતોયા નદી તટે ।
પવિત્ર સ્થાનમા એક રમ્ય નગ્ર બનાવી દે ॥૩૨॥

સુણી આજ્ઞા ત્વરાથી તે કોટી કારીગરો લઇ ।
જઇ ત્યા વિશ્વકર્માએ રમ્ય એક પુરી રચી ॥૩૩॥

નામ ઉન્નત રાખ્યું તે લોક વિખ્યાત નગ્રનું ।
રચના જોઇ શંભુનુ પ્રસન્ન ચિત્ત થઇ ગયુ ॥૩૪॥

બોલાવી સર્વ વિપ્રોને કહ્યુ આમ મહેશ્વરે ।
સ્થાન આ વિશ્વકર્માએ અતિ રમ્ય રચેલ જો ॥૩૫॥

૧ દેવોનો શિલ્પી

ઉજરો ગામને પુણ્ય "નગન દર"[1] પ્રદેશથી ।
વ્યાપ્ત સર્વ દિશાઓમાં એવી રમ્ય દિસે પુરી ॥૩૬॥

તોટક છંદ

વિચર્યા નટરાજ અધીશ જહીં
મરજી અનુસાર દિગમ્બર થૈ,
અતિ પાવન સુંદર તે ભૂમિને
સૌ માનવ નગ્નદરા ઉચરે ॥૩૭॥

સમ ચોરસ બત્રીશ ગાઉ કહે
રહી રોચક[2] નગ્નદરા ક્ષિતિ[3] તે
નદી શાકરી પૂર્વ મહીં વહતી
દિશ પશ્ચિમ ન્યકુમતી અવધિ ॥૩૮॥

ઉત્તરે કનકનદા ને દક્ષિણે સિંધુ[4] સુધીની ।
શ્રેષ્ઠ આ નગરી લો ને સર્વ વિપ્રો પ્રસન્ન હો ॥૩૯॥

અહી ભોગ અને મોક્ષ તણી પ્રાપ્તિ થશે નહી ।
શિવ–આજ્ઞા સુણી, આવી દ્વિજો બોલ્યા હર પ્રતિ ॥૪૦॥

હુકમ આપનો શંભુ મિથ્યા કોણ કરી શકે ।
તપસ્વી વેદના પાઠો હોમતા અગ્નિહોત્ર જે ॥૪૧॥

એવા અમ દ્વિજાતિના, કલિમાં કોણ રક્ષક ? ।
કોણ આરોગ્યદાતા ને કોણ મોક્ષ પ્રદાયક ॥૪૨॥

---

૧ એનામનો પ્રદેશ (નાઘેર) ૨ સુંદર ૩ પૃથ્વી, ૪ સમુદ્ર,

શિવ બોલ્યાઃ—

મારી રીતે પૂજાએલો "મહાકાલ" સ્વરૂપથી ।
વૈરીઓને વિદારીશ[1] તીર્થે મહોદયે રહી ॥૪૩॥
"ઉન્નત" આ ગણાધ્યક્ષ[2] થશે વિઘ્ન વિનાશક ।
જે આ કુબેર ભંડારી રૂપે જે ગણનાયક ॥૪૪॥
દેશે દ્રવ્ય તમોને તે આરાધના કર્યા થકા ।
આરોગ્ય આપને દેશે "દુર્ગા દિત્ય" નક્કી નક્કી ॥૪૫॥

બ્રાહ્મણો કહેઃ—

મહા રૌદ્ર[3] કલિ કાળે પવિત્ર કરવા તમે ।
રહો દેવકુલ ક્ષેત્ર તો પુરી લઇએ અમે ॥૪૬॥

અમારી શુદ્ધિને કાજે મંગલેશ્વર તીર્થમાં ।
સર્વ તીર્થ વસે તોજ ઘટે રે નહીં તો નહીં ॥૪૭॥

કરી સંતુષ્ટ વિપ્રોને દીધું પુર મનોહર ।
ત્યાં સામે વિશ્વકર્માએ અંજલિ જોડીને કહ્યું ॥૪૮॥

ચઢી સુવર્ણના રથાને જુવો સુંદર આ પુરી ।
રાજ રાજ મહાદેવ રચી તુજ મહેરથી ॥૪૯॥

સુણી વાણી મહાદેવ સુવર્ણ રથાને ચઢી અને ।
મુનીઓ સાથ તે દિવ્ય જોયુ પાવન ધામને ॥૫૦॥

સ્તુતિઓથી ઋષિઓએ સંતોષ્યા ત્રિપુરારીને ।
આથી શિવે કહ્યું વિપ્રો! માગો ઉત્તમ દાન જે ॥૫૧॥

---

૧ મારીશ, ૨ ગણપતિ, ૩ અતિ ભયંકર,

વિપ્રો બોલ્યા—

દેવ તુષ્ટ થયા હો તો સ્થલકેશ્વર નામથી ।
એના રહો સદા નગ્ર સુવર્ણ સ્થાને રહી હર ॥૫૨॥

સંતોષી શંભુ વિપ્રોને સુવર્ણ સ્થાને થયા સ્થિર ।
રત્નનું સત્યમાં[1] સોહે, ત્રેતા માંહી સુવર્ણનું ॥૫૩॥

રૂપાનું દ્વાપરે દેવી, કલિમાં સ્થલ અશ્મનું[2] ।
આ પ્રમાણે રહ્યા શંભુ "સ્થલકેશ્વર" નામથી ॥૫૪॥

ઉન્નતવાસી વિપ્રોએ, પૂજ્યા હાર્દિક ભાવથી ।
સૂણતાં સર્વ ઇચ્છાઓ પૂરતી પાપનાશક ॥
કથા ઉન્નતની આ મેં, કહી હે, સતી પાર્વતી! ॥૫૫॥

—"ઉનેવાળ બંધુ" ના બંધુકૃત્યથી.

---

[આ છંદોબદ્ધ અનુવાદના કર્તા આપણા જ્ઞાતિજન પં. શ્રી **રામકૃષ્ણ માહેશ્વર શુક્લ** છે તેઓએ પોતાની કવિત્વ શક્તિમદ, મૂળગ્રંથ- **"ब्राह्मणोत्पत्ति मार्तंड"** માંથી આ અનુવાદ કરેલો છે. સ્વજ્ઞાતિના ઇતિહાસમાં આ વસ્તુ ઉપયોગી હોઇ અત્રે રજુ થાય છે]

---

૧ સત્ય યુગમાં, ૨ પત્થરનું

## સુમન-સંચય

*હાલમાં છારીઆ ઉનેવાળોમાં બે ગોત્રના જાની, બે ગોત્રના જોશી, પુરોહિત, પંડ્યા, ભટ્ટ અને ઉપાધ્યાય છે. તેમની વસ્તી ૧૨૦૦ ની લેખાય છે. તેમના ગોર સોમપરા બ્રાહ્મણ છે. નાથળીઆ ઉનેવાળોમાં-ઓઝા, જોશી, ભટ્ટ, વાલીયાજોશી, ભટ્ટ જોશી, માદળીયા જોશી, ઠાકર, રાજગોર, ઉપાધ્યાય, પાઠક, વોરા, શ્રોત્રિય અને દવેની અટકો છે. બાજીઆ ઉનેવાળોમાં ભટ્ટ, ઠાકર, મહેતા, જોશી, ઉપાધ્યાય, પંડ્યા, પુરોહિત, અને અધ્વર્યુની અટકો છે

*આપણી અટકોની એક કવિતા બારોટની ભાષામાં મળી આવે છે.

જાની, પ્રોત, આચારજ, પંડયા, જોશી, ઓત ગળોત
વાધ્ય, વોરા, ઉપાધ્યાય, ભટ્ટ, ઓઝા, પાઠક અને દવે.
ભાદરોડા ( ઠાકર ) વાધ્યા, વાલ ગોત્ર વળકળે
એંતા મચ્છર મારેલા સુમાળીયામાં સેલ.
રેમ દેલવાડીયા રેતા, ઉનવગઢ વેજલ આવતે
એંશી રેમ ઉમરડા સોળ દવે મરંતા મારીયા

*આપણા ચોરાઓ સંબધમાં બારોટ નીચે મુજબ લખે છે.

**નાથળીઆના ચોરાઓ:** બાબરીયાવાડમાં દેરકાનોચોરો. ૨. નાધેરમાં શીંબગનો ચોરો ૩ નાધેર મથાળે સોઢવાનો ચોરો, ૪ આખા ગામમાં સોરઠનો ચોરો.

**છારીઆના ચોરાઓ :**

કોડીનાર, છારા, સરખડી અને દેલવાડા.

**બાજીઆના ચોરાઓ:**

સુરત, શુકલતિર્થ, ચરોત્તર, સોખડા, વાંતરમા, ઉતરાજ, ભાલ, દંદાર્ય અને સિદ્ધપુર. કુલ્લે બધા વિભાગોના મળી ૧૮ ચોરાઓ લેખાય છે.

[૨]

## : ઉનેવાળ બ્રાહ્મણોની પૌરાણીક કથા :

[ ગદ્ય ]

સ્કંદ પુરાણાન્તર્ગતમાં "પ્રભાસખંડ"ના અધ્યાય ૩૧૯માં ઉન્નતપુર અને ઉનેવાળ બ્રાહ્મણોની જે પ્રાચીનતા ૭૧ સંસ્કૃત શ્લોકોમાં આપેલી છે, તે ગુજરાતી ભાષાન્તરમાં અત્રે પેશ થાય છે.

**ततो गच्छेन्महादेवी......થી શરૂ**

મહાદેવજી બોલ્યાઃ—હે, મહાદેવી! ત્યારપછી ઉત્તમ એવા ઉન્નતસ્થાન (ઉના) તરફ જવું. દેવકુલ (દેલવાડા)થી ઉત્તર ભાગમાં બે ગાઉલ દૂર "ઉત્તમ સ્થાન" એ નામનું સ્થળ પૃથ્વીમાં પ્રસિદ્ધ છે. તે ઉન્નતક્ષેત્રની ઉત્તર દિશા તરફ ઋષિતોયા (મચ્છુન્દ્રી)ના તટ ઉપર બ્રાહ્મણોથી પ્રતિષ્ઠા કરાયેલું, સર્વ પાતકોનો નાશ કરનારૂં, મહા પ્રભાવવાળું "બ્રહ્મેશ્વર" નામનું લિંગ છે. હે, મહાદેવી! ચંડીગણોથી રક્ષાયેલું ચારેય સીમા (હદ)થી યુક્ત એવું આ "ઉન્નતસ્થાન" મેં બ્રાહ્મણોને બહુ આગ્રહથી આપ્યુ છે. ૧-૨

દેવી બોલ્યાં:—હે, સુરશ્રેષ્ઠ! આ સ્થળનું નામ ઉન્નત શાથી થયું? કેટલી સીમાવાળું તે સ્થાન બળાત્કારે તમે શા માટે આપ્યું? તે બધું મને સંક્ષેપથી કહો–અતિ વિસ્તારથી નહી."

મહાદેવ બોલ્યાઃ—હે, દેવી! પાપોનો નાશ કરનારી કથા હું છું તે તમો સાંભળો. કે જેને સાંભળીને મનુષ્ય સર્વ પાતકમાંથી મુક્ત થાય છે. આ સર્વ સ્થાનના સંકેતનું કારણ સૃષ્ટિના સંક્ષેપને સૂચવનાર ત્રીજા બ્રહ્મખંડમાં અગાઉ કહ્યું છે. તથાપિ હે, પાર્વતી! સંક્ષેપથી તમને કહું છું તે સાંભળો. ૪-૫-૬

જે મહોદય (ઉનાના મોઢેશ્વર) તીર્થમાં ફરીથી લિંગને ઉન્નમિત કર્યું હતુ, તે સર્વ સ્થાનોમા શ્રેષ્ઠ સ્થાન "ઉન્નત" એ નામે કહ્યું છે જ્યા શ્રેષ્ઠ બ્રાહ્મણોની શક્તિ, લિંગનુ પતન કરવામા ઉત્પન્ન થઇ હતી. ૭

અથવા પ્રભાસક્ષેત્રનુ (પ્રાસાદનુ) પૂર્વદ્વાર ઉચુ છે તે સર્વ સ્થાનોમા શ્રેષ્ઠ સ્થાન "ઉન્નત" એ નામે છે." ૮

જ્યા વિદ્યાથી અને તપથી ઉત્તમ બ્રાહ્મણો છે તે સર્વ સ્થાનોમા શ્રેષ્ઠ સ્થાન "ઉન્નત" એમ કહેવાયુ છે. ૯

જ્યારે બ્રાહ્મણો દેવકુલ (દેલવાડા)મા "મૂલચંડીશ" (હાલના નાના મહાદેવ) નામના મહાદેવને પ્રસન્ન કરીને ફરીથી મહોદય તીર્થ (મોઢેશ્વર)મા આવ્યા, ૧૦

ત્યારે ત્યા તે મહર્ષિઓએ આદિ અંત વિનાના પરમ મહેશ્વરનું ધ્યાન કરતા સાઠ હજાર વર્ષ સુધી તપ કર્યું ૧૧

હે, પાર્વતિ ! ઋષિતોયા નદીના સુંદર, પવિત્ર અને પાપનાશક તટ ઉપર કરોડ સખ્યાના તે ઋષિઓએ જ્યારે તપ કર્યું ત્યારે-૧૨

હે ભામિની ! ભિક્ષુનુ રૂપ ધારણ કરીને ફરીથી હુ ત્યા ગયો હે, વરાનને ! ત્રિકાલદર્શી, રાગદ્વેષ રહીત એવા તે સર્વ બ્રાહ્મણ તપસ્વીઓએ મને જોતા વારંજ ઓળખ્યો અને મહેશ્વર ત્યા ચૂપ થઇ ગયા. ૧૩-૧૪

હે, દેવ ! તમે ક્યા જાઓ છો ? અમોએ તમોને ઓળખ્યા છે એમ કહીને બ્રાહ્મણો મારી પાછળ દોડયા અને "હે, ઇશ !" એમ બોલતા, પોતાના તપથી દશે દિશાઓને ઉજ્જવળ કરતા, દોડતા આવતા તે મુનિઓ જ્યા મારી પાસે આવ્યા ત્યા તેઓને લિંગનાલ દર્શન થયા-મહેશ્વર ન દેખાયા. ૧૫-૧૬

, ત્યારે "મૂલચંડીશ" નામના તે લિંગના જે જે મુનીઓએ દર્શન કર્યાં તેઓ સર્વે સદેહે સ્વર્ગમાં ગયા. ૧૭

જ્યારે તે મુનીઓથી સ્વર્ગ વ્યાપ્ત થયું છે, એમ ઇન્દ્રે જોયું અને તપથી ઉજ્જવળ એવા બીજા મુનીઓ પણ આવે છે એમ જાણ્યુ ત્યારે તે વખતે ઇન્દ્રે પૃથ્વી ઉપર આવીને પોતાના વજ્રથી (વસ્ત્રથી) તે લિંગને ઢાકી દીધું. ૧૮–૧૯

, ત્યાં બીજા ઉર્ધ્વરેતા–બ્રહ્મચારી એવા અઢાર હજાર મુનીઓ હતા પરંતુ તેઓ તે ઉત્તમ લિંગને ન જોઇ શક્યા. ૨૦

(તેટલામા) અચાનક વજ્ર સહીત ઇન્દ્ર ત્યાં દેખાયા અને જ્યા તે મુનિઓ શ્રાપ દેવા જાય છે ત્યા ઇન્દ્ર અદશ્ય થઇ ગયા. ૨૧

મુનિઓને કોપયુક્ત થયેલા જોઇને ત્રિપુરાસુરનો નાશ કરનાર ભગવાન શંકરે મધુર વાણીથી આશ્વાસન આપતા તે મુનિઓ પ્રત્યે કહ્યું કે, ૨૨

હે, શ્રેષ્ઠ બ્રાહ્મણો! સદા શાતિમા પરાયણ રહેનારા તમો શા માટે ખિન્ન થાઓ છો ? પ્રસન્ન મુખવાળા થઇને તમે મ્હારૂં વચન સાભળો ૨૩

જ્ઞાની એવા તમો સ્વર્ગને શા માટે વધારે ઉત્તમ માનો છો ? જ્યાં કેટલાક ૮ વસુઓ અને કેટલાક ૧૨ આદિત્યો કહેવાયા છે. ૨૪

કેટલાક ૧૧ રૂદ્રો અને બીજા બે અશ્વિનીકુમારો કહેવાયા અને તેઓનો સ્વામી કોઇ એક ઇન્દ્ર નામે કહેવાયો છે. ૨૫

જે સ્વર્ગમાંથી મનુષ્યો પોતાના પુણ્યનો ક્ષય થતા નીચે પડે છે, આવી રીતના દુઃખવાળા સ્વર્ગની પડીતો ઇચ્છા કરતા નથી ૨૬

હે, બ્રાહ્મણો ! આ કારણથી મારૂ વચન માનો અને રહેવા માટે મહાન તેજસ્વી એક સુંદર નગર લ્યો. ૨૭

હે, દ્વિજો! હમેશા અગ્નિહોત્રી થઇ હવન કરો, દેવતાઓને વિવિધ પ્રકારના યજ્ઞોથી પૂજો અને પિતૃઓનું પૂજન કરો. ૨૮

નિત્ય અતિથિઓનો સત્કાર કરો તથા વેદાભ્યાસ કરો ને આવી રીતે નિત્ય કરવાથી વિદ્યા અને જ્ઞાનના સંચયથી તથા મારી કૃપાથી હે, વિપેન્દ્રો અંતે તમોને મુક્તિ મળશે ૨૯

ઋષિઓ બોલ્યા–રક્ષણ કરવામા અસમર્થ છતાહારી, તપસ્વી અને તમારી ભક્તિનીજ ઇચ્છાવાળા એવા અમોને નગરનુ શુ પ્રયોજન છે ? ૩૦

મહાદેવ બોલ્યા:–તમોને હમેશા પરમેશ્વરમા ભક્તિ ઉત્પન્ન થશે. ૩૧

મારે એક સુંદર નગર ગ્રહણ કરો અને મારૂં વચન માનો. આમ કહીને જેના અર્ધા મીચેલા નેત્રો છે એવા ભગવાન શંકરે–૩૨

સર્વ શિલ્પીઓમા શ્રેષ્ઠ એવા વિશ્વકર્માનુ સ્મરણ કર્યું. અને સ્મરણ કરતા વારજ વિશ્વકર્મા હાથ જોડીને આગળ આવી ઉભા રહ્યા અને કહ્યું કે હે, દેવ ! મને જલ્દી આજ્ઞા ફરમાવો હું તમારા વચન મુજબ જરૂર કરીશ. ૩૩

મહાદેવજી બોલ્યા:—હે, ત્વષ્ટા ! આ બ્રાહ્મણો માટે એક સુંદર નગર બનાવો ૩૪

જ્યારે શંકરે એમ કહ્યુ ત્યારે વિશ્વકર્માએ ચારે તરફ ભૂમિનું નિરીક્ષણ કર્યું અને પ્રણામ કરી લોકનુ કલ્યાણ કરનાર મહાદેવજી પ્રત્યે બોલ્યા કે– ૩૫

મેં જમીનની પરીક્ષા કરી છે અને અહિં નગર કરવુ એ યોગ્ય નથી કારણ કે અહિ સાક્ષાત દેવકુલ છે તથા અહિ લિંગનુ પતન થયુ છે. ૩૬

અહિઆ યતિઓએ વાસ કરવો પણ ગૃહસ્થાશ્રમીઓએ વસવું યોગ્ય નથી હે, મહેશ્વર ! ૩ રાત્રિ, ૫ રાત્રિ, સાત રાત્રિ, પક્ષ, માસ, અને ઋતુ (બે માસ) અથવા વધુમાં વધુ એક અયન (૬ માસ) સુધીજ સ્ત્રી પુત્ર જોડે ગૃહસ્થાશ્રમીઓએ અહિં તીર્થમા રહેવું. ૩૭-૩૮

જો ગૃહસ્થાશ્રમી ૭ માસથી વધારે સમય આ તીર્થમા રહે તો મનની ચચળતાથી તેનું મન વિકારવાળું થાય છે. તીર્થની અવસા થાય છે, ત્યારે હરેક ગૃહસ્થાશ્રમીઓ સર્વ ધર્મથી ભ્રષ્ટ થાય છે. એવી રીતે જ્યારે મહાદેવજીને વિશ્વકર્માએ કહ્યુ ત્યારે-૩૯-૪૦

મહાદેવજીએ વિશ્વકર્માના વચનની પ્રશસા કરીને પુનઃ કહ્યુ કે, ગૃહસ્થાશ્રમી વિપ્રો અહિ દેવકુલમા રહે એ મને પણ ગમતુ નથી ૪૧

હે, શિલ્પીઓમા શ્રેષ્ટ વિશ્વકર્મા ! ઋષિતોયા (મચ્છુન્દ્રી નદી) ના સુંદર તટ ઉપર કે જ્યા લિગને ઉત્પાદિત કર્યુ છે ત્યા નગર બનાવો. ૪૨

મહાદેવજીનુ વચન સાભળીને તુરતજ વિશ્વકર્માએ કરોડો શિલ્પીઓ સહીત ત્યા જઇને એક નગર બનાવ્યુ. ૪૩

હે, સુર સુદરી ! તે નગર "ઉન્નત" (ઉના) એ નામે લોકમા પ્રસિદ્ધ થયુ. તે પછી શિવજીએ પ્રસન્ન થઇ નગરને જોઇને, ૪૪

ગરદન નમાવી શ્રી શકરે સર્વ બ્રાહ્મણોને બોલાવીને કહ્યુ કે, વિશ્વકર્માએ આ ઉત્તમ સુદર સ્થળ બનાવ્યુ છે ૪૫

જેમા હજારો ઘરો છે. અને નગરની બહાર ચારે દિશાઓના હજાર ગામવાળો પવિત્ર "નગનગર" (નાઘેર) દેશ કહેવાય૦છે તે છે ૪૬

અને તે લબાઇ પહોળાઇમા આઠ, યોજન (૩૨ ગાઉ) ના વિસ્તારવાળો છે જ્યા પોતાની ઇચ્છાથી મહાદેવજી નગ્ન થઇને ફર્યા હતા, તે મહા પવિત્ર દેશને લોકો "નગ્નહર" (નાઘેર)એ નામે ઓળખે છે. ૪૭

નાઘેરની હદ–પૂર્વ ભાગમા પવિત્ર શાકરી નદી, પશ્ચિમમાં ન્યકુમતિ (શિગવડો) ઉત્તરમા કનકનન્દા નદી અને દક્ષિણમા સમુદ્ર સુધીનો દેશ તે ચારેની વચ્ચેનો દેશ તે "નગ્નહર" (નાઘેર) નામે કહેવાયો છે. ૪૮–૪૯

લબાઇ પહોળાઇથી ૮ યોજનના (૩૨ ગાઉના) ગાથે આ સર્વ દેશ (નાઘેર) "ઉન્નત" (ઉના) સાથે મે તમોને કહ્યો છે ૫૦

હે, દ્વિજો ! તમો આ શ્રેષ્ઠ નગરનુ ગ્રહણ કરો અને પ્રસન્ન થાઓ. અહિ (નગરમા) તમોને ભોગ અને મોક્ષ બન્ને મળશે તેમા સંશય નથી. ૫૧

આવી રીતે મહાદેવજીએ કહ્યુ ત્યારે સર્વે બ્રાહ્મણો મહાદેવજી પ્રત્યે બોલ્યા કે, અમે પરમાત્મા એવા તમો મહાદેવજીની આજ્ઞાને ઉલ્લંઘી શકીએ એમ નથી ૫૨

છતા તપમા અને અગ્નિહોત્રમાજ પ્રીતિવાળા અને વેદાધ્યયનથી શોભતા એવા જે અમોના આ ભયંકર કલિકાળમા રક્ષક કોણ છે ? અમોને દ્રવ્યાદિ કોણ આપશે ? અમારૂં આરોગ્ય કોણ જાળવશે ? તથા અમોને મુકિત કોણ આપશે ? ૫૩

મહાદેવજી બોલ્યાઃ—મ્હારી સારી રીતે આરાધના કરશો તો હુ "મહાકાલ"ના સ્વરૂપમા "મહોદય" તીર્થમા રહીને તમારા શત્રુઓનો નાસ કરીશ અને "ઉન્નત" નામના વિઘ્નરાજ (બાલમ ગણેશ) તમારા વિઘ્નોનુ છેદન કરશે. ૫૪–૫૫

ભણુનાથ સ્વરૂપે રહેલ નવ નિધીઓના સ્વામી કુબેરજી મારી રીતે આરાધનાથી પ્રસન્ન થઇને તમોને દ્રવ્ય આપશે ૫૬

"દુર્ગાદિત્ય" (સૂર્ય) તમોને નિત્ય આરોગ્ય આપશે અને મહોદય તીર્થ (મોઢેશ્વર) તમોને હમેશા આનંદદાયક થશે ૫૭

મારી રીતે આરાધના કરાયેલ બ્રહ્મા મર્યાદા સર્વ કાર્યોમા મહાય આપી તમારી સર્વ ઇચ્છાઓને પૂર્ણ કરશે અને તમોને અંતે મુક્તિ આપશે ૫૮

બ્રાહ્મણો બોલ્યા કે — હે, સુરસત્તમ ! જો સર્વ તીર્થો મગાતેશ્વર (ગુપ્તપ્રયાગ તીર્થ) ક્ષેત્રમા તથા કલ્યાણકારી દેવકુલમા મહાભયકર કલિયુગમા પણ અમારી પવિત્રતા માટે રહેતા હોય તથા આપ પણ અહીં રહેતા હો તોજ હે, મહેશ્વર ! અમે આ નગરને ગ્રહણ કરીએ-અન્યથા લેવાની ઇચ્છા નથી ૫૯-૬૦

મહાદેવજીએ 'એમ થશે' એવુ વરદાન આપીને (તે વિપ્રોનુ વચન સ્વીકારીને) સાત સાત ભૌમ (માળ) વાળા, અને ચંદ્ર સમાન શોભતા, અગાસીઓવાળા મહેલોથી શોભતુ, અનેક પ્રકારના નરો, વાહનો અને ગ્રામોથી યુક્ત તથા ચારે તરફ સીમાવાળુ એવુ તે સુંદર 'ઉન્નત નગર" (ઉના) તે બ્રાહ્મણોને આપ્યુ ૬૧

સૂતજી બોલ્યા મહાદેવજીએ તેઓને નગર આપ્યા પછી પોતાની સામે હાથ જોડી ઉભેલા વિશ્વકર્માને જોયા ૬૨

વિશ્વકર્મા બોલ્યાઃ—હે, મહાદેવજી ! તમારી કૃપાથી મે નગરોમા ઉત્તમ એવુ આ સુંદર નગરનુ નિર્માણ કર્યુ છે તો આપ સુવર્ણના ચઢાણવાળા આ સ્થળ ઉપર ચઢીને તેનુ નિરીક્ષણ કરો આવુ વિશ્વકર્માનુ કહેલુ સાભળી ત્રિપુરાન્તક ભગવાન્ શંકરે સર્વ મહર્ષિઓ સાથે તે સ્થળ ઉપર ચઢીને કિલ્લાવાળુ સુંદર તે "ઉન્નત નગર" જોયુ ૬૩-૬૪-૬૫

ત્યાં સુવર્ણ સ્થળ ઉપર રહેલા ત્રિપુરાન્તક મહાદેવજીની, સર્વ ઋષિઓએ મળીને સ્તુતિ કરી તેથી પ્રસન્ન થઇ મહાદેવજી તેઓ પ્રત્યે બોલ્યા કે, તમો ઉત્તમ એવું કોઇપણ વરદાન માગો ૬૬

ઉનેવાળ ઋષિ બ્રાહ્મણો બોલ્યા —હે, મહાદેવ ! હે, હર ! જો આપ પ્રસન્ન થયા હો તો "સ્થલકેશ્વર" (ઉન્નત સ્થળના સ્વામી) એવું નામ ધારણ કરીને આ નગરની સંભાળ લેના આ૫ સદાને માટે અહિં નિવાસ કરો ૬૭

એવી રીતે જ્યારે તે ઋષિઓએ કહ્યું ત્યારે, મહાદેવજી આ સ્થળમાં સદાને માટે રહ્યા છે, દેવી ! સત્ય યુગમાં આ સ્થળ રત્નમય હતું, ત્રેતાયુગમાં સોનાનું અને દ્વાપરમાં રૂપાનું હતું આજે કળીયુગમાં તે પાષાણમય છે આવી રીતે તે સ્થળમાં "સ્થલકેશ્વર" નામે કરીને મહાદેવજી રહ્યા છે ૬૮-૬૯

ઉન્નતસ્થાન (ઉના) માં રહેનારા ઉનેવાળ બ્રાહ્મણોએ અને બીજાઓએ મહાદેવજીનું હમેશાં પૂજન કરવું જોઇએ, બીજું કે, માઘ માસની ચતુર્દશી તિથીમાં ત્યાં ખાસ કરીને જાગરણ કરવું જોઇએ કે જેથી બધી મન કામનાઓ પૂર્ણ થાય છે ૭૦

હે, દેવિ ! આ પ્રમાણે ઉન્નત સ્થળ (ઉના) નું માહાત્મ્ય મેં તમને કહી સંભળાવ્યું કે જેને સાંભળવાથી મનુષ્યોના પાપો નષ્ટ થાય છે તથા સર્વ ઇચ્છા પ્રમાણે ફલ મળે છે ૭૧



## [૧] : ઇષ્ટદેવ મહાકાલેશ્વર :

ततो गच्छेन्महादेवि तस्यैवोत्तरत: स्थितम् ।
महाकालेश्वरं देवं सर्वरक्षाकरं परम् ॥१॥
अधिष्ठाता पुरस्याऽस्य भैरवो रुद्ररुपधृक् ।
दर्शे च पुर्णिमायां च महापूजां प्रकारयेत् ॥२॥
महोदग्रे नरः स्नात्वा महाकाल प्रपश्यति ।
धनाढयो जायते लोके सप्तजन्मसहस्त्रकम् ॥३॥
(स्कंद पुराण)

**અર્થ:**—શ્રી શિવજી પાર્વતીજીને કહે છે કે, હે મહાદેવિ! તે પછી તે ઉન્નત સ્વામી-વિઘ્નછેત્તા વિઘ્નરાજ ગણેશની ઉત્તરમા રહેલા અને સર્વની રક્ષા કરનારા ઉત્તમદેવ મહાકાલેશ્વરના દર્શને જવું. ભયકર રુદ્રરૂપને ધારણ કરનારા આ દેવ આ ઉન્નતદુર્ગ-પુરના અધિષ્ઠાતા-સ્વામી છે. તેની દર અમાસે અને પુનમે મહાપૂજા કરવી કે કરાવવી જે માણસ મહોદય (મોઢેશ્વર) તીર્થમા સ્નાન કરી મહાકાલના દર્શન કરે છે તે સાત જન્મ સુધી આ સંસારમા પૈસાદાર થાય છે

'પ્રભાસખડ'નાઅધ્યાય ૩૧૯ શ્લોક ૫૪-૫૫ મા લખ્યુ છે કે—

महाकालस्वरुपेण स्थित्वा तीर्थे महोदये ।
नाशयिष्यामि शत्रून् वः सम्यगाराधितो ह्यहम् ॥

મહોદય તીર્થમા હું મહાકાલસ્વરૂપે રહીને, જો તમો મારી સારી રીતે આરાધના-પૂજા કરશો તો તમારા શત્રુઓનો હુ નાશ કરીશ.

મહોદય તીર્થ માટે "પ્રભાસખડ"મા લખ્યુ છે કે—

अर्धक्रोश च तत्तीर्थं समन्तात्परिमंडलम् । ३२७ श्लोक ૯.

મહોદય તિર્થ જે હાલમાં ઋષિતોયા–મચ્છુન્દ્રી નદીને કાંઠે ઉનાથી ઉત્તરે આવેલું અને તે હાલ "મોદેશ્વર" નામે ઓળખાતું હોઈ પ્રાચીન છે. હાલમાં ત્યાં સ્મશાન છે, અને તે મહાકાલેશ્વરની પાછળના ભાગમાં છે. ત્યાં નદીકાંઠે મોદેશ્વર મહાદેવ હાલ બીરાજે છે અને હાલ તેની આગળ નદીકાંઠે મુડદાં બળાય છે. "આ મહોદય તીર્થ ઓરસ ચોરસ અર્ધાગાઉનું છે." એમ ઉપરના પ્રમાણથી સિદ્ધ છે.

"પ્રભાસખંડ"માં "ઋષિતોયા" મહાત્મ્યમાં-**महोदये महातीर्थे मूलचंडीशसंनिधौ** । મહોદય તીર્થ, મહાતીર્થ [દેલવાડામાં ભીડભંજન મહાદેવ પાસેનો મચ્છુન્દ્રી નદીનો ભાગ જે હાલ "રામપાજ" નામે ઓળખાય છે અને ત્યાં ઘાટ પણ જુનો બંધાયેલો નદીમાં દટાએલો દેખાય છે તે સ્થળ] મૂળચંડીશ (સન્નિધિ, હાલ 'નાના મહાદેવ' નામે ઓળખાતા સ્થળની પાસેનો મચ્છુન્દ્રી નદીનો ભાગ) આ ત્રણ સ્થળોને અત્યંત પવિત્ર મચ્છુન્દ્રી નદીના તીર્થ સ્થળો કહ્યા છે. તે જગ્યાએ મુડદાના હાડકાં નાંખવાથી ગળી જાય છે, એવી ચમત્કારી વાત ત્યાં વિસ્તારથી વર્ણવી છે. અને ત્યાં સ્નાન, દાન, તર્પણ શ્રાદ્ધાદિ માટે ઘણુ પુણ્ય થયાનું લખ્યું છે. આપણા પૂર્વજોએ રાજ્યમદમાં આપણા ઇષ્ટદેવને ભૂલી જઇને પોતાનો નાશ નોતર્યો હોય તો તે સંભવિત છે. આપણા પૂર્વજો તે સમયે સોનાની જનોઇઓ પહેરતા અને ચંદભાગ ઓઝા ઉનામાં અને સોમદેવ ઓઝા દેલવાડામાં જે વખતે રાજ્ય કરતા હતા તે સમયે આ પ્રાચીન મંદિર પૂર જાહોજલાલીમાં હતું અને તેઓ યુદ્ધ વખતે મહાકાલની સહાય માગીને જતા.

**"મહાકાલ"ની જગ્યાનું હાલની સ્થિતિનું વર્ણન:--**

હાલમાં મહાકાલેશ્વર મહાદેવનું લિંગ જમીનમાં ઉંડું ઉતરી ગયેલું છે અને જમીન ઉપર ચડી ગઇ છે.

ધૂળના ઢગલા ઉપર આવેલા અને ધૂળમા ધૂળ રૂપે મળી જવા તત્પર થઇ રહેલા આ મહાજીર્ણ મંદીરને નષ્ટ થવાની તૈયારી કરતુ જોઇ તે વખતના ઉના કોર્ટના ન્યાયાધીશ નાગર રા. મોહાસુખ મથુરદાસે ઉના, દેલવાડા વિગેરે ગામોમાથી રૂપીઆ પાચેક હજાર ઉઘરાણુ કરી તે મદિરનો નવેસરથી જીર્ણોદ્ધાર કરી સંવત ૧૯૭૦ ના શ્રાવણ સુદી ૮ ને ગુરૂથી આ મંદીરની અને પંચાયતન દેવોની પુનઃ પ્રતિષ્ઠાની શરૂઆત કરી શ્રાવણ સુદી ૧૦ ને શનીએ સમાપ્તિ કરી હતી. તે વખતે ધામધૂમથી તેની પાલખી કાઢી હતી અને ચોર્યાસી બ્રાહ્મણ જ્ઞાતિને ભોજન આપ્યુ હતું. ૨૪ બ્રાહ્મણો પ્રતિષ્ઠાની વરેણીમા વર્યા હતા.

સવત ૧૯૭૧ ના ચૈત્ર વદી ૬ ને સોમેથી વદી ૧૦ સુધી આ મંદિરમા પાચ દિવસનો મહારુદ્રયજ્ઞ થયો હતો.

આ મંદિરના કંપાઉન્ડમા આગળના ભાગમા સભામડપ છે. મંદિરની દક્ષિણે હનુમાનજીનુ મદિર છે, મદિરને ફરતું કપાઉન્ડ છે અને મદિરની ઉત્તરે નેવો દરવાજો છે મદિરના કપાઉન્ડમા ૧ નીચા બેઠા ઘાટની ધર્મશાળા છે. બહાર ફુલોનો સુદર એક બાગ છે. ગરેડીવાળી એક વાવ અને તેમા એક તરફ પાણી ખેચવાનો કોશ પણ છે મહાત્માઓ માટે રહેવા લાયક અગાશી વાળા સાત ગૃહોવાળુ આ જીર્ણોદ્ધાર થયેલુ ઉનેવાળોના ઇષ્ટદેવ શ્રી મહાકાલેશ્વરનુ મંદિર છે. તેના દર્શન કરતાજ તે જોનારાના મનને અતિશય આનદ આપી રહ્યુ છે.

આ મદિર હાલમા ઉના ગામથી બહાર દક્ષિણ દિશામા ત્રીસેક વાર દૂર છે આ મહાકાલેશ્વર મહાદેવની સ્તુતિઓવાળુ "મહાકાલમહિમા" નામનું એક પુસ્તક બહાર પડયુ છે તેમાની એક સ્તુતિ અત્રે પેશ થાય છે.

## મહાકાલેશ્વરની સ્તુતિ

( ઝુલણા છંદ )

કાલના કાલ મહાકાલ શિવને નમું, પ્રેમથી નાગધર ! નિર્વિકારી !
ભકત ભવભીતિ હર ! શાંતિ કર ! સુખકર, ભૂતભવનાથ ! ભગનેત્રહારી !
તાપહર ! તેજ કર ! શીત કર ! મોહ હર ! ધરણીધર ! ધર્મધર ! ત્રિપુરારી !
મોક્ષ કર ! કાલ હર, કામહર ! વિઘ્નહર ! ગૌરી અર્ધાંગ ધર ! ગંગધારી !
જગત જ઼ ગુણ હર ! દુઃખદારિદ્ર હર ! દીર્ઘ આયુષ્ય કર ! શાન્તિકારી !
શિવશિવેતિ સદા જાપ નિશદિન જપું, અંબિકા રમણ ! હે મોક્ષકારી.

## ઢુંઢી ભૈરવ

ઉનેવાળ જ્ઞાતિના બીજા ઇષ્ટદેવ 'ઢુંઢી ભૈરવ' છે. અને તે નામ આપણે વંશપરંપરાથી જાણીએ છીએ તેને માટે "भैरव सहस्त्र नाम" નામક પુસ્તકના ૧૯ મા શ્લોકમાં **ढुंढी ढक्काप्रियः पांथो ढुंढीराजो निरन्तकः** એમ લખ્યુ છે/

એમા ઢુંઢી ઢુંઢીરાજ તરીકે નામ સ્પષ્ટ છે. આ નામને ગણતું ગણપતિનું નામ છે પણ તેની સાથે આ નામને ગણવામાં કોઇએ ભૂલ કરવી નહી. આ ઢુંઢી ભૈરવ ઉનાના કાગીવાડામાં આવેલા શ્રી કનકેશ્વરી માતાના મંદિરની પાસે છે. જંગલમા હાલ ખધાં પરાઓ ઉજ્જડ છે. અગાઉ અહીં મોટાં ઘરો હતાં તેના અવશેષો પથરોના ઢગલારૂપે હાલ નજરે પડે છે. ઉનેવાળોના રાજ્ય પ્રસંગે તેનું મોટું મંદિર આ સ્થળે હતું. ઉનામાં આ સ્થાનનો જીર્ણોદ્ધાર કરવાની ખાસ આવશ્યકતા છે.



## [૨] રૂદ્ર મહાલય અને ઉનાનું વર્ણન



અગાઉ ઉનાનો વિસ્તાર ઘણો મોટો હતો. પૂર્વ દિશાએ નદીને પેલે પાર ઝવેરીપરૂં હતું, ત્યાં નરસિંહ મહેતા નાગર ગૃહસ્થની દીકરી કુંવરબાઇનું મોસરૂં હતું તે હાલ છતરીઆ નામે ઓળખાય છે. તેનો હાલમા અવશેષ દેરી જેવો ભાગ તથા ત્યાં એક શિલાલેખ ઉંધો પડેલો મોજુદ છે. દક્ષિણે અગ્નિખૂણે આંબાવાડી હતી. ધૂળકોટ ઉપર પણ એક મોટું પરૂં હતું. પશ્ચિમે ચતડીયુંપરૂં હતું અને ઉત્તરે ધાંડલાપરૂં હતું. ઉનાકોટમાં બ્રહ્મકુંડ હતો તેને ધૂળ ભરી પૂરી દીધો છે ને હાલમાં ફક્ત તેના કાંઠાજ દેખાય છે. સાભળ્યુ છે કે હાલ મકાન બંધાયું છે. ઉના રાજ્ય વખતે ત્યાં બ્રાહ્મણોને મંધ્યા પૂજા કરવાની મોટી વિશાળ જગા હતી.

આપણા બ્રાહ્મણોના ઇષ્ટદેવ મહાકાલેશ્વર તે "મૂળરાજ સોલકી"ના પણ ઇષ્ટદેવ હતા. વિ. સં ૧૦૪૩માં તેમણે રૂદ્રમહાલય બંધાવ્યો હતો બ્રાહ્મણોએ ત્યાં શિવપૂજન અને રાજસભા માટે યોજના કરી હતી. હાલ પણ આ રૂદ્રમહાલય શહેરના કિલ્લાની અંદર મોજુદ છે; પરન્તુ તેનો ઉપલો ભાગ તોડી પાડી તેમાંની મૂર્તિનું ખંડન કરી પાછળથી મુસલમાનોએ મસજીદના આકારમાં બનાવી દીધો છે.

એક વિદ્વાનના કહેવા પ્રમાણે જુનાગઢના નવાબ હામદખાનજીના વખતમાં ઓલીયા તીયા અબ્દલાશાહએ આ રૂદ્રમહાલયની મસજીદ બનાવી છે. અને તેમાં હજુ પણ તેની કબર છે. આ ઠેકાણે રૂદ્રમહાલય હતો, એમ ઉનાના સૌ હિન્દુ મુસલમાનો આજપણ કબુલ કરે છે. આ મસજીદ હાલ "મોતી મસજીદ"ને નામે ઓળખાય છે.

જુનાગઢના પ્રસિદ્ધ વિદ્વાન વલ્લભજી આચાર્ય આજથી ત્રીસ વર્ષ અગાઉ સ્વર્ગસ્થ થયા. તેમણે કાઠિઆવાડના જુના લેખો, સિક્કાઓ વિગેરે ઐતિહાસિક સાધનો ભેગા કરી રાજકોટ મ્યુઝીઅમ પ્રદર્શનમાં રાખેલા છે. તે ઉપરથી પણ સિદ્ધ થાય છે કે, જે આ મોતી મસજીદ છે તે આપણા પૂર્વજોના રાજ્ય સમયે "રૂદ્રમહાલય" હતો હજી પણ હિન્દુ મંદિરોના જેવું કોતરકામ આ મસજીદની ભીંતોમાં દેખાઇ આવે છે.

ઉના શહેરને ફરતો કિલ્લો છે. તેની બહાર હાલ ઘણી વસ્તી છે. પહેલાં આ કિલ્લાને ફરતી સજીવન પાણીની ઉંડી ખાઇ હતી તે પુરાવી દીધી છે. તેને સ્થળે હાલ શાકબજાર છે. લોકો તેને આજે પણ ખાઇને નામે ઓળખે છે. આ જુના કિલ્લામાં હાલ મુસલમાનોની વસ્તી છે. ત્યાંનો ઘણો ભાગ પડી ગએલા મકાનો અને ખંડીએરોથી બનેલો છે. અહીં કોઇપણ હિન્દુ મુસલમાનોના ત્રાસથી સુખ શાન્તિમાં રહી શકતો નથી. હિન્દુઓ હાલ કિલ્લાની બહારજ રહે છે.

ઉનામા અગાઉ સૂર્યનું એક મોટું મંદિર હતુ કે જેનું મહાત્મ્ય "પ્રભાસખંડ"મા વિસ્તારથી છે. તે મંદિર બાલબ્રહ્મા અને બ્રહ્મકુંડથી દક્ષિણમાં "દુર્ગાદિત્ય"ના નામથી ઓળખાતું હતું. એના માટે "સોરઠી તવારીખ"ના ૫૮ મા પાનાપર લખ્યું છે કે, "રાજા ઓલાદની એક વેજલની રાણી સૂરજના મંદિરની યાત્રા કરવા આવી કે જે સૂરજના મંદિરની જગ્યાએ હાલ મુસલમાનોની એક મરજીદ છે." આ ઉપરથી જણાય છે કે, આપણા પુરાણ પ્રસિદ્ધ દેવસ્થળોનો ઘણો નાશ થયો છે. તેમાં કેટલાં હાલ વિદ્યમાન છે અને કેટલાં નામશેષ છે.

પ્રયાગમા હાલ પણ નારાયણબલિ વિગેરે ધર્મકાર્યો કરનારા ગૃહસ્થો પાસેથી કર તરીકે ભોયનું ભાડું રૂા. ૧૧ તથા વરણીનુ સીધુ વિગેરે હક્ક તરીકે લેવાય છે અને તે ધર્મક્રિયા કરનારાઓએ આપવો પડે છે. ત્યાના તીર્થ ગોર તરીકે હાલ પણ ઉનેવાળ બ્રાહ્મણોજ મનાય છે

ઉનામા અંદરના કોટને ફરતી ખાઇ બાંધેલી હતી તેમા મજીઠન પાણી હતુ હાલમા જુનાગઢ સરકારે પશ્ચિમ દિશાએ નવો દરવાજો પાડ્યો તે વખતે તે લગભગ પૂરાઇ ગઇ અને ત્યા બજાર બન્યુ છે પૂર્વ દરવાજો નવાબ સરકારે તોડ્યો ત્યારે તેમાથી જે શિલાલેખો નીકળ્યા હતા તે જુનાગઢ લઈ ગયા છે, એમ સાભળ્યુ છે આ કિલ્લો અમલ ઉના-રાજ્ય વખતે મુખ્ય રાજકુટુબને રહેવા માટે હતો. ઉના કચેરીમા એક મહાદેવનુ જે લીંગ હતું તે લીંગ, ઓટલો વિગેરે ત્યાથી (ઓઝા નાગર અમલદારો ઓછા થવાથી) ઉપાડી ગયાનુ કહેવાય છે.



## [૩] ભાભલ (ભાલચન્દ્ર) ગણેશ



"પ્રભાસખંડ"ના ૩૧૯ મા અધ્યાયમાં **उन्नतो विघ्नराजस्तु विघ्नच्छेत्ता भविष्यति** એટલે ઉન્નત નામે વિઘ્નરાજ–ગણપતિ તમારા (ઉનેવાળોના) વિઘ્નોનો નાશ કરનારા થશે, એમ લખ્યું છે. અને તેનું મહાત્મ્ય ૩૨૫ મા અધ્યાયમાં વર્ણવ્યું છે. તેનું સ્થળ ઋષિતોયા–મછુન્દ્રી નદીના કાંઠે લખ્યું છે. રાજ્યના કલ્યાણ માટે બધા ઉન્નતપુર વાસીઓએ દરેક ચતુર્થીએ તે **उन्नतस्वामी-गणाध्यक्ष**-ગણપતિનું ગંધપુષ્પાદિથી પૂજન કરી ત્યાં મહોત્સવ ઉજવવાનું લખ્યું છે.

આપણા રાજ્ય વખતે ઉનામાં બીરાજતા દરેક દેવોના મેળાઓ ભરાતા હતા. કયે દિવસે કોનો ઉત્સવ ઉજવવો તે સવિસ્તર પ્રભાસખંડમાં મહાત્મ્ય સાથે લખ્યું છે. ભાભલ–ભાલચંદ્ર ગણેશનું મંદિર હાલ ઉનામાં કોળીવાડામાં ઘણું જુનું છે. તેનું ખરૂં નામ ભાલચન્દ્ર હતું પણ ઉન્નતપુર વસ્યા પછી તે ઉન્નતસ્વામી કહેવાયા. મંદિર હાલ ઉનાથી દક્ષિણ દિશાએ છે. જેમાં બે ઓરડા અને મોંઢા આગળ માઢીઓ છે. ઉત્તરાભિમુખે મંદિર છે. પૂર્વ બાજુએ ઓરડામાં અગ્નિખુણે ભાલચંદ્ર ગણેશની મૂર્તિ છે. તેના આસનમાં સંસ્કૃતમાં એક લેખ છે જે વંચાતો નથી.

ભાલચંદની પશ્ચિમે વાપડા વાણીઆની ફુગીદેવી વાવ ગાના છે. તેના આસનમાં પણ સંસ્કૃત લેખ છે એ વાવડા વાણીઆના વંશનો ઉદ્દેશ દીવાન "મોતીચંદ શાહ" હતો. તેણે જ ફેરલને ભળેતને દિવસે ઉના ઉપર ઓકાઓ ચડાઇ આણવાનો મહેત કર્યો હતો અને તે પહોંચાડવા માટે "હાજ"ની અરટવાળા ચારણોએ મદદ કરી હતી અને ઘુપું કાવતુ રચ્યું હતું.

*તે વાયડમાતાની પશ્ચિમે મહાલક્ષ્મીદેવી હાથી ઉપર પદ્માસન વાળી બેઠેલાં છે. તેની પશ્ચિમે એક અંબાદેવીની મૂર્તિ છે. તે ઉભેલી છે. *આ ચાર મૂર્તિઓ એકજ ઓરડામાં ઉત્તરાભિમુખે છે. તેની પશ્ચિમે એક ઓરડામાં "રત્નકેશ્વર" છે. તે બેઉ ઓરડા આગળ મોટો માઢીઓ ઉપરથી અગાસી પડી ગઇ હોય તેવો હાલ છે, ત્યાં વાયડાવાણીઆ દર વર્ષે પોતાની કુળદેવીનો હવન કરાવતા હતા.

*ભાભલ ગણેશની પાછળ તેનો મોટો વાડો છે. તેની પાસે પુજારીને રહેવા* માટે એક મકાન છે. તેની પૂજા કોઇ અતીત બાવો કરતો હતો પણ હાલમાં અબોટી બ્રાહ્મણ પૂજા કરે છે તેને વાયડા તરફથી અગાઉ વર્ષાસન મળતું હતું તે હાલમાં બંધ છે.

ભાભલ ગણેશની ઉત્તરે કનકેશ્વરી માતાનું મંદિર છે તે હાલ નાગર લોકોએ સુધરાવ્યું છે. કારણ કે દેલવાડાના હાટકેશ્વર મહાદેવ અને કનકેશ્વરી પેઠે ભાવનગર, જુનાગઢ ઉના, દેલવાડા વિગેરેના નાગર ગૃહસ્થો પણ તેના ભક્તો છે. તે બન્ને મંદિરોમાં કુળદેવી કનકેશ્વરીની પૂજા સેવા કરવાનો હક્ક હાલમા ઉનેવાળોનો છે. ઢુંઢી ભૈરવ કનકેશ્વરીના મંદિરની પાસે છે. હાલ જંગલમાં તે બધાં પરાં ઉજ્જડ છે. ત્યાં ફક્ત પત્થરના પાયાઓ અને ઢગલાઓજ જોવામાં આવે છે. ઉનામા આપણા રાજ્ય વખતે ઉનાને ફરતો કિલ્લો હતો. તેને દીવ, ઉમેદપુર, દિલ્હી, કુબેરપુર (કોડીનાર) અને પાયમો ભાભલજીનો આવા પાંચ દરવાજા હતા. હાલમાં દેલવાડા દરવાજો છે તે અસલ મહાકાલનો ઝાંપો ગણાતો હતો.



## [૪]　ધુળકોટીઆ ક્ષેત્રપાળ



ઋષિતોયા નદીના કિનારે ઉનાની કાંઇક પશ્ચિમ તરફ 'ધુળકોટીઆ' નામે ઓળખાતો આપણા ઉનેવાળોના ક્ષેત્રપાળનો પહાડ જેવો ટેકરો છે. કહે છે કે ત્યાં જુનાગઢના નવાબ સરકારને તેમાં નગર જેવું હોય તે દટાઇ ગયું છે, એવા વહેમને લીધે ઉપરના ભાગમાં ત્યાં ખોદકામ કરાવ્યું હતું. તે વખતે તેમાંથી મોટી શિલાઓ વિગેરે નીકળ્યું હતું પણ ધન કાંઇ જોવામાં આવ્યું નહિ તેથી તે બંધ રખાવ્યું હતું. આ ઉપરથી ત્યાં શહેરનો મોટો વિભાગ હતો તે અત્યારે પણ જોતાં સ્હેજે સમજી શકાય છે. પુરાતત્ત્વવેત્તાઓને આ સ્થળે ખોદકામ કરી શોધખોળ કરવાથી ઘણું જાણવા જેવું મળે તેમ છે. તે ઠેકાણે હાલ મંદિર નથી પણ ધૂળથી બાધેલો ઓટલો છે. તે ઉપર અંદરના ભાગમાં ગુફા જેવા સ્થાનમાં આપણા ક્ષેત્રપાળ "ધૂળકોટીઆ" નામે પરંપરાથી પૂજાતા.

કેટલા એકનુ કહેવું એમ છે કે, ઓટલા પાસે પહાડમાં એક ગુફા છે. તે ગુફા લાંબી છે તેથી અંદર જઇ શકાતું નથી. ત્યાં ચમત્કારો પણ દેખાય છે અને સંભળાય છે. ધોબીઓ પણ ત્યાં સનેડે પગે લાગવા આવે છે આજે પણ એ જગ્યાએ કોઇ મોટું શહેર હોય અને તે નાશ પામ્યું હોય તેમ દટાઇ ગએલું જણાય છે. એમ પણ કહેવાય છે, કે મોટી મોટી શિલાઓથી બાંધેલું આપણા ક્ષેત્રપાળનું એક મોટું મંદિર ત્યાં હતું. તેમાં ભૈરવની એક પ્રચંડ મૂર્તિ પણ હતી તે બધું કાળે કરીને પડી જઇને ઢગલો બની જઇ તેની ઉપર હાલ કેરડાનું જંગલ થઇ ગયું છે.

ત્યાં ક્ષેત્રપાળનું મંદિર અને શહેરનો મોટો વિભાગ હતો એની પ્રત્યક્ષ સાક્ષીરૂપે આજ પણ ઉના–દેલવાડા વિગેરે સ્થળોના ઉનેવાળ બ્રાહ્મણો લગ્ન કર્યા પછી સજોડે ધૂળકોટીઆ નામે હાલમાં ઓળખાતા ક્ષેત્રપાળને પગે લાગી ઇષ્ટદેવ મહાકાલેશ્વરને પગે લાગવા જાય છે. પરંપરાગત તે જુના રીવાજને ગુજરાત વિભાગમાં વસતા ઉનેવાળબંધુઓ લગ્ન સમયે વરકન્યાને આ પુરાણ "ધુળકોટીઆ" ક્ષેત્રપાળને માનસિક નમન આજ પણ કરાવે છે.

• મહાકાલની દક્ષિણે એક ધાર છે તે ધૂળકોટ સુધી છે. મહાકાલ અને ધૂળકોટ પાસે પાસે છે. તે ધારની બાજુમાં એક વિશાળ જમીન હતી. બ્રાહ્મણો મહાકાલ અને ધૂળકોટ આગળ ક્ષેત્રપાળના દર્શન કરી ત્યાં વિશ્રાન્તિ લઇ ધાર્મિક ચર્ચાઓ કરતા.

ચાલુ રસ્તા ઉપર જે ખાઇ છે તેમાં લોહીની નીક ચાલેલી. તે નીક હાલ પણ નદી સુધી ગએલી દેખાય છે. ઉનેવાળોની સ્ત્રીઓએ ત્યાં શ્રાપ આપ્યાથી તેનો નાશ થયો કહેવાય છે. ઉના શહેરનો મુખ્ય ભાગ આ તરફ સુધી હોવાથી ત્યા કતલ થવાથી બધું મેદાનમેદાન થયું અને બ્રહ્મહત્યા થએલા તે સ્થળે કોઇ ન રહેતું હોવાથી કાળે કરી તે સ્થળ દટાઇ જઇ ટેકરા જેવું થઇ ગયું છે તેવું હાલ દેખાય છે.

અસલના ઉના શહેરનો મોટો ભાગ તથા તેમાના ઘણા મંદિરો નાશ પામ્યા છતાં તેમાની તે દેવોની નામશેષ રહેલી જગ્યાઓ અને કેટલાંક સ્થળો તે ઉના નગરી–ઉનેવાળોની રાજ્ય-ધાનીની પ્રાચીન સંપત્તિ અને વૈભવનું આજ પણ ભાન કરાવે છે. પૂર્વજોની તે પવિત્ર ભૂમિ ઉપર આપણા બંધુઓ અને વડીલો જો વધુ શોધખોળ કરે તો ઘણું જાણવા જેવું ઐતિહાસિક તત્વ મળે તેમ છે.

## [૫] : પ્રાચીન દેવસ્થળો :



૧—ઉન્નતદુર્ગ (ઉના) વિભાગમાઃ-

પત્તવાટ, બ્રહ્મેશ્વર, સ્થલકેશ્વર(જાગૃત શિવલિંગ) લિંગદગ, બાલરૂપી બ્રહ્મા, બ્રહ્મકુંડ, દુર્ગાદિત્ય, ક્ષેમેશ્વર, ગણનાથ વિનાયક, ગજરૂપી વિનાયક, મહાકાલેશ્વર, મહોદય (સોદેશ્વર) તિર્થ, કનકેશ્વરી અને માતૃકાઓ, ઉત્તમ સ્થાન, ઢુંઢી ભૈરવ, ઉન્નત વિઘ્નરાજ, ભાલચંદ્ર (ભાલચંદ્ર) ગણેશ, ઋષિતોયા નદી (મચ્છુન્દ્રી)—કુલ્લે ૧૮

૨—દેવકુલ (દેલવાડા) વિભાગમાઃ-

રૂષિતોયા નદી, દેવદારૂકા વન, નારદાદિત્ય (સૂર્ય)નું મંદિર અને કુંડ, સાંબાદિત્યનું મંદિર અને કુંડ, સૂર્ય મંદિર અને કુંડ, બ્રહ્મભાગ, અપર નારાયણ, વિષ્ણુ (સૂર્ય), મૂલ ચંડીશ (નાના) મહાદેવ, મૂલ ચંડીશ તીર્થ, ગજરૂપ શિવ, તપ્તોદક કુંડ, સંગમેશ્વર (મોટા) મહાદેવ, સંગમેશ્વર તીર્થ, કુંડિકા તિર્થ, ગણનાથ અને ગજરૂપ મહાદેવ, કુબેરાશ્રમ (મછુન્દ્રી નદીને કાંઠાનો આરો), ચતુર્મુખ વિનાયક, કંબલેશ્વર મહાદેવ, ગોપાલ સ્વામી હરિ, બકુલ સ્વામી (સૂર્ય), ઉત્તરાર્ક કે મોક્ષાર્ક (સૂર્ય), શબર સ્થાન (શાંબર), કંટક શોષિણી દેવી, ઋષિતીર્થ મરૂદાર્યા (મરવાદેવી) ક્ષેમાદિત્ય, મહાતિર્થ (રામપાજ) કુલ્લે ૨૭

૩—ગુપ્તપ્રયાગ તિર્થ વિભાગમાંઃ-

માધવ-શેષશાયી ભગવાનનું મંદિર, ગંગા, યમુના અને સરસ્વતિ કુંડો, સંગમેશ્વર મહાદેવનું મંદિર, ત્રિવેણી સંગમ કુંડ, બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્રના કુંડો, માતૃકાઓનું મંદિર, સિદ્ધેશ્વર મહાદેવ, ગન્ધર્વેશ્વર મહાદેવ, ઉત્તરેશ્વર કે ઉરગેશ્વર મહાદેવનું મંદિર-કુલ્લે ૯

ઉપરોક્ત પુરાણ પ્રસિદ્ધ દેવસ્થળો ઉના અને દેલવાડાગાં ઉનેવાળ બ્રાહ્મણોનું રાજ્ય હતું ત્યારે મહત્ત્વશાળી ગણાતાં હતાં. તે સ્થળોનું અવિસ્તર વર્ણન હજારો વર્ષ અગાઉ લખાયેલ "સ્કંદ પુરાણ"ના 'પ્રભાસખંડ'માં છે. તેમાં દરેક ક્ષેત્રનો વિસ્તાર માપ સહીત લખ્યો છે. જેવાં કે, ઉના–મહોદય તીર્થ અર્ધા ગાઉમાં, ગુપ્ત પ્રયાગ–સંગમેશ્વર ક્ષેત્ર અર્ધા ગાઉમાં છે. આમ દરેક ક્ષેત્રની સીમા દર્શાવેલી છે. તે ઉપરાંત હાલની પરિસ્થિતીનું વર્ણન છેલ્લાં ૧૧૦ વર્ષ સુધીમાં છપાયેલ "સ્કંદ પુરાણ"ના 'પ્રભાસખંડ'માંથી મળી આવે છે

ઉનાવિભાગમાં દર્શાવેલ દેવસ્થળોમાથી અર્ધ ઉપરાંત સ્થળો મુસલમાની રાજ્યમાં ભસ્મીભૂત બન્યાં છે. અને બાકીનાઓના નામ શેષ આજ પણ જીર્ણોદ્ધાર રૂપે કે કંઇક ફેરફાર રૂપે દ્રષ્ટિગોચર થાય છે.

દેલવાડાની આજુબાજુ લગભગ આઠેક સૂર્યનાં મંદિરો હતા. બધા મળી ૨૭ સ્થળોમાંથી ભાગ્યેજ ૭ મંદિરો આજે હયાતી ભોગવે છે. હાલમાં ચારેક કુંડો પૂર્વવત્ આયુષ્ય ભોગવે છે. કારણ કે, મુસલમાનો કુંડોને હોજ તરીકે ઉપયોગમાં લેતા હતા. તે સિવાય નદી, દેવ દારૂકાવન અને કુંડોના નામો પૌરાણીક સંબોધનથીજ પ્રસિદ્ધ છે.

ભાગ્યવશાત્ ગુપ્તપ્રયાગમાં મોટા ભાગે બધાજ દેવસ્થળો હાલમાં વિદ્યમાન છે. યવનોના અસહ્ય આક્રમણોએ હિંદુ દેવસ્થળોનો નાશ કરવા છતાં, અને "હમારા યહા લગતા હૈ" વિગેરે પોકળ ધાંધલો કર્યા છતાં હાલ એજ સ્થળે એજ નામે તે સ્થળો હિંદુઓનાં છે, તેની પુરાણો, ગ્રંથો અને ઇતિહાસો સાક્ષી પૂરી રહ્યા છે. તે સમયે પારકું પચાવી ખાવાની મનોવૃત્તિવાળાઓ કેટલું જુઠાણું ચલાવી રહ્યા હતા અને કેવા સંકુચિત હૃદયના હતા, તે તો ઇતિહાસકારોજ સમજી શકે.

**हिन्दी विश्वकोष** નામના પ્રસિદ્ધ પુસ્તકમાં (જેના સર્વ ભાગોની કિંમત રૂપીઆ ३०० છે.) ઉન્નતપુરનાં દેવસ્થળોનો પૌરાણીક ઇતિહાસ લખેલો છે. તે ઉપરાંત તેમાં ઉનેવાળ બ્રાહ્મણોની પ્રાચીનતા વિષે બહુજ સુંદર વર્ણન રજુ કર્યું છે. આ પુસ્તકમાં પ્રાચીન ઉન્નતનગર વર્તમાન ઉના નગરની પાસેજ હોવાનું જણાવેલ છે.

આવા પ્રત્યક્ષ ને પ્રબળ પ્રમાણોથી દેવસ્થળોનો પ્રાચીન ઇતિહાસ સરજાયેલો છે. દરેક દેવસ્થળનું મહાત્મ્ય જાણી વિચારી જો અમલમાં મૂકીએ તો ઉન્નત પળો આપણી સમીપમાંજ છે. દરેકમાં શ્રદ્ધા જોઇએ, નૈતિક બળ જોઇએ અને કર્તવ્ય પાલન જોઇએ ઇશ્વરી આદેશ સૂણવા ગમતા ને પ્રેમ-ભક્તિનું સદાયે ચિંતવન ધરતા દરેક બધુંઓની ફરજ છે કે, જ્ઞાતિના દેવોને પોતાના આંગણે નોતરવા જોઇએ.



-✲ કુળદેવી શ્રી કનકેશ્વરી ✲-



સ્થળ જુનાગઢ પાસેના મધ્ય ગીરમાં

# [૬] કુળદેવી શ્રી કનકેશ્વરી



સપ્તશતિ ચંડીપાઠના "મૂર્તિ રહસ્ય"માં આપણી કુળદેવીનું વર્ણન આ પ્રમાણે છેઃ

> नन्दा भगवती नाम या भविष्यति नन्दना ।
> सास्तुता पूजिता ध्याता वशी कुर्याज्जगत्त्रयम् ।
> कनकोत्तम कान्ति· सा सुकान्ति कनकाम्बरा ।
> देवी कनक वर्णाभा कनकोत्तम भूषणा ।
> कमला ङ्कुशपाशाब्जै रलङ्कृत चतुर्भुजा ॥

અર્થઃ-નન્દરાયથી ઉત્પન્ન થયેલાં જે 'નન્દા' નામે ભગવતી થશે (તે વખતે ઉત્પન્ન નહોતા થયા) તેમની સ્તુતિ, પૂજન, ધ્યાન કરવાથી જીતેન્દ્રિય માણુસ ત્રણુ જગતને વશ કરી શકે છે. તેમની કનક-સૂવર્ણ જેવી દેહની સુંદર કાન્તિ છે. 'કનક' જેવા ચળકતા વસ્ત્રો અને કનકના આભુષણો પહેરેલા છે તેમને ચાર હાથોમા કમળ, અંકુશ, પાશ અને શંખ ધારણુ કર્યા છે.

આમા વર્ણવ્યા મુજબ કનક અને નન્દા એ શબ્દોના સુમેળથી 'કનકનંદા' તેનું નામ છે.

સુપ્રસિદ્ધ પૌરાણીક સ્કંદાન્તર્ગત 'પ્રભાસખંડ' નામના ગ્રંથમા લખ્યુ છે કે, ન્યંકુમતી [કોડીનારના પાદરમા આવેલી સીંગવડો] નદી કોડીનારની ઉત્તરમા કાંઇક ઇસાન ખૂણે ૧૨ ગાઉ દૂર છે ત્યા 'કનક નન્દા' નામે મહાદેવી છે. તેમનું ચૈત્ર સુદી ૩ને દિને પૂજન કરવાથી સર્વ મનોરથો ફળીભૂત થાય છે.

'પ્રભાસખંડ'મા નન્દાનુ નામ, નાઘેર પ્રદેશની હદ બતાવતા ૩૧૯મા અધ્યાયમા-उत्तरे स्वर्णनदाच,

અને બીજે પાઠ વેંકટેશ્વર અને લૂખનૌની પ્રતમાં उत्तरे कनकनन्दाच, दक्षिणे सागराऽवधिः । पूर्वे तु शांकरी चार्या, पश्चिमे न्यंकुमत्यपि ॥

**અર્થ**—ઉનાથી ઉત્તર દિશામાં કનક નન્દા, દક્ષિણે સમુદ્ર, પૂર્વમાં શંકરાદેવી અને પશ્ચિમમાં ન્યંકુમતી (સીંગવડા) સુધી નાઘેર પ્રદેશ કહેવાય છે. ને તે ૩ર ગાઉ લાંબો પહોળો છે.

હાલ પણ એજ પૌરાણીક સ્થળે ઉનાની ઉત્તરે અને ગીરની મધ્યમાં આવેલા વિશાળ અરણ્યમાં કનકનન્દા (કનકેશ્વરી)નું પ્રાચીન મંદિર છે. અને તે 'કનક' ડુંગરની ટેકરી ઉપર, પૂર્વ દિશામાં વ્હેતી સીંગવડા (ન્યંકુમતી) નદીને કાંઠે છે. અર્વાચીન કાળમાં તેનું નામ 'કનકનન્દા' મટી, 'કનક' ડુંગર ઉપર બીરાજતાં હોઇ કનક–ના–ઇશ્વરી યા કનકેશ્વરી એવું નામ પ્રચલિત થયું છે.

'**શ્રીમદ્‌ભાગવત્‌**'માં લખ્યું છે કે, કંસે જે માયાને પત્થર ઉપર પછાડતાં આકાશમાં છટકીને દેવી રૂપે દેખાયાં, તેજ દેવી નાનાવિધ દેશમાં જુદા જુદા નામે પૂજાશે. તેમાંના એક સ્વરૂપ રૂપે કનકેશ્વરી માતા છે.

દેવી કનકેશ્વરીની સાત સાહેલીઓ (બ્હેનો) નાની હતી. કનકાચલમાં એ સાત દુર્ગા બ્હેનોનાં પૌરાણીક સાત દેવળો છે.

વિસાવદર રેલ્વે સ્ટેશનથી ૭ ગાઉ દૂર, ભૂતકાળની કનકાવતી નગરીને સ્થળે હાલમાં કનકાઇ નામે ગામડું આવેલું છે. ત્યાં કનકાઇ (ઉનેવાળ બ્રાહ્મણોની અને બીજાઓની કુળદેવી) માતા અને ભૈરવનાથની જગ્યા ઘણી વિખ્યાત છે.

આ સ્થળ જૈન અને બૌદ્ધકાળનું છે. બૌદ્ધ સમયને આજે ૨૫૦૦ વર્ષ થઇ ગયાં છે. આ ઉપરથી સ્હેજે સમજી શકાય કે, કુળદેવી કનકેશ્વરીનું મધ્ય ગીરમાં આવેલું મંદિર હજારો વર્ષનું પ્રાચીન છે.

વળી ત્યાંના આજુ બાજુના ખંડિયેરો જોતાં ઉપર લખ્યા મુજબ ત્યાં કનકાવતી નામે નગરી ભૂતકાળમાં હશે, એમ હાલના કનકાઇ ગામના નામ ઉપરથી પણ અનુમાન થઇ શકે છે. કનકેશ્વરી દેવી, તે કનકાવતી નગરની મુખ્ય અધિષ્ઠાત્રી દેવી હોવાનું માની શકાય. આમ આપણી કુળદેવી માતા કનકનગર (કનકાવતી)ની ઇશ્વરી-દેવી હોવાથી તેનું સંયુક્ત નામ કનકેશ્વરી પડયું. ઘણા ભાવિકો તેને કનક આઇ-કનકાઇના નામથી સંબોધે છે.

હાલ તેના બીજા મંદિરો ઉના (કાળીવાડામાં) કોડીનાર (કનકેશ્વરી શેરીમાં) દેલવાડા, ચોરવાડ, માંગરોલ (મંગલપુર-સોરઠ) વગેરે સ્થળો કાઠિયાવાડમાં છે. મૂળ સ્થાનક-પ્રાચીન મંદિર મધ્ય ગીરમાં છે. ગુજરાત વિભાગમાં તેના મંદિરો ચરોતર ચોરાના જીવેલ ગામમાં, સિદ્ધપુર, ગાંગડ, સુરત અને શુકલતિર્થમાં છે. આ દરેક સ્થળોએ દર ચૈત્રી પુનમનો ઉત્સવ (માતાનુ પૂજન) ભારે દબદબાથી થાય છે.

તપાસ કરતા માલમ પડે છે કે, માતુશ્રી કનકેશ્વરી યા કનકાઇનુ એક સ્થાન દીવમાં પણ છે. દીવ શહેરની બહાર મલેક અયાઝનો જે ટીંબો કહેવાય છે તેના પશ્ચિમ ભાગમા અને દીવ બેટની દક્ષિણ દિશાએ કોરેલી ભાડમાં કનકાઇ દેવી બીરાજે છે. તે સ્થાનની અંદર માતાજીની મૂર્તિ સુધી ભરતીનુ પાણી કાયમ આવે છે અને દરિઆના તે મોજાંઓ દેવીને હરહંમેશને માટે સ્નાન કરાવે છે. એટલે કે દેવીની ગુફા દરીઆની પાસે હોય ત્યા કાયમ પાણીની આવજા રહે છે.

હાલ પણ તે સ્થાન દરીઆની છોળોથી ભરેલું છે. આ માતાજી મોઢ બ્રાહ્મણોની અને દીવના કેટલાએક વતનીઓની કુળદેવી છે.

આ કનકાઈ માતાની સ્થાપના દરીઆનું પાણી જ્યાં આવતું હોય ત્યાંતો કરીને હોવી જોઈએ પણ જે જગ્યાએ માણસો જઈ આવી શકે અને શાંતિથી માતાનાં દર્શન, પૂજાદિ વિ. કરી શકે તેવા સ્થળે સ્થાપના કરી હોવી જોઈએ, કે જ્યાંથી દરીઓ બહુ દૂર હોય. ગમે તેમ હોય પરંતુ હાલ તો તેમનું સ્થાન સમુદ્ર કાંઠે છે. અને દરીઆમાં બીરાજતાં એ કનકાઈ માતાજીના ગરબાવળા નીચે પ્રમાણેના મળી આવે છે, જે અદ્યાપીપર્યંત અપ્રસિદ્ધ છે.

કાંઠામાં કનકાઇ બીરાજે, રત્નાગર નવરાવી જાય
અકળ સ્વરૂપ છે માતા તાહરૂં, ને માનવી જોવા જાય,
માનવી જોવા જાય.
મુખ ઉપર કંઇ મોતીડાં છાજે, કાંઠામાં કનકાઇ બીરાજે,
રત્નાગર નવરાવી જાય.

આ સિવાય, વેરાવળ અને પ્રભાસપાટણ વચ્ચે પાટણના પાદરમાંથી વાયુ કોણે ના ગાઉ દૂર કનકેશ્વરી માતાની એક જગ્યા છે. તે ગઢડે જવાના રસ્તાથી પશ્ચિમે ૫૦—૬૦ કદમ દૂર છે. આ જગ્યાનું બાર પશ્ચિમાભિમુખ છે, તેમાં સાચો પગથાર છે. તેના થડમાં ખોદેલી પીળી પાટમાં ૧ લેખ ગુજરાતી બોડીયા અક્ષરનો અને અસ્પષ્ટ છે

આ જગ્યામાં કનકાઇ માતા પોતે પશ્ચિમ તરફ પૂર્વાભિમુખ એક ઓરડામાં સામી ભીંતે પરથાર ઉપર બીરાજે છે આ જગ્યા પાસે ઉત્તર દિશામાં કનકેશ્વર મહાદેવ છે. આ જગ્યાના આગણાના વાયુભાગમાં પડેલી કાળ ભૈરવ, મૃગવાળા બહુચરાજી, બટુક ભૈરવ ગોરખનાથ, નાગાર્જુન, નાની નાની ૪ નાગદેવની અને હનુમાનજીની મૂર્તિઓ જોવા લાયક છે. આ સ્થળે નવરાત્રીમાં મેળો ભરાય છે.

માતાજીના લેખવાળો પથ્થર ઊંચો ૧-૭ાા, આડો ૧-૯, લાંબો ૧-૬ાા, પહોળો ૧-૮ાા ના ક્ષેત્રમાં છે. આ પથ્થર પીળા આરસનો છે. આ સ્થળે પહેલા કનકાઈનું મંદિર હતું એમ મનાય છે.

મધ્ય ગીરમાં આવેલા માતાજીના મંદિર પાસે વહેતી (શીંગવડા) ગંગાના પ્રવાહમાં મુગકુંડ અને જમજીર નામે બે કુંડ છે. આમાંના એક કુંડમાં ત્રણ આંખોવાળાં માછલાં છે. મંદિર પાસે વાસનું ગાઢ જંગલ છે ને તેમાં પાણીનો ૧ કુંડ છે. કનકેશ્વરી માતા કાછીયા, ગાંધી, સુથાર વિ. ની પણ કુળદેવી છે. માતાના મંદિરની આજુબાજુ ત્રણ ચાર ખંડિત શિવાલયો છે, જેમાં ગણપતિ, હનુમાન અને ભૂધરજીની મૂર્તિઓ મુખ્ય છે.



## [૭] માતાજી સંબંધી દંતકથાઓ



**મા**તાજી સંબંધી જે દંતકથાઓ આધુનિક સમયમાં પ્રચલિત છે, તેમાંની બે દંતકથાઓ અત્રે રજુ થાય છે.

[૧]

કનક ગામના ડુંગરમાં સોનું થઇ જાય એવો પાણીનો એક ઝરો છે. ઘણા વર્ષો પૂર્વે, એક કઠીયારો મધ્યગીરમા લાકડાં કાપવા ગયો હતો. આખા દિવસના શ્રમને લીધે કુહાડી પાસે રાખી તે સુઇ ગયો. તેટલામાં એક વાંદરો (હાલ પણ ત્યાં વાંદરાઓ નજરે પડે છે.) એ કુહાડો ઉપાડી પાણીના ઝરામાં ફેંકી દઇ ત્યાંથી નાસી ગયો. કઠિયારો જાગૃત થતાં કુહાડો પાસે ન જણાયો. કઠીયારાએ તપાસ કરતાં એ ઝરામાં પડેલો દીઠો. તેણે કુહાડો ઝરામાંથી બહાર કાઢયો ત્યારે તે કુહાડો સોનાનો બની ગયો હતો. હાલ પણ એ ડુંગરમાં સોના જેવી રેતી ચમકતી દેખાય છે.

[૨]

દેલવાડાના મકનજી નામે એક બ્રાહ્મણને તથા કોડીનારના રાવજી નામે એક સુથારને દર પૂર્ણિમાએ પગે ચાલીને મધ્ય ગીરમાં કનકેશ્વરી માતાના દર્શને જવાનો નિયમ હતો. એક સમયે ત્યાં જતા ચોમાસાની ઋતુ હોવાથી નદીમાં પૂર આવ્યું. આથી ૩ દિવસ દર્શન વિના તેઓએ ખાધું પીધું નહિ. તેઓ ભરઅંધારે જંગલમાં ભૂલા પડયા અને વાઘવરૂઓની ભયંકર ગર્જનાઓ સાંભળી બ્હીધા. આ સમયે તેઓએ જ્યારે માતાજીનું સ્મરણ કરવા માંડયું ત્યારે 'ચંડીપાઠ'માં (અરણ્યમાં દાવાનળ સમયે કે સિંહ વાઘની બ્હીક સમયે મ્હારૂં સ્મરણ કરતાં હું એ સંકટમાંથી મનુષ્યોને ઉગારૂં છું.)

કહેલા એ વચનને પાળવા, માતાજી કનકેશ્વરી તેમની ભક્તિથી પ્રસન્ન થઇ ત્યાં પ્રગટ થયાં ને બોલ્યાં કે, "તમારી ભક્તિથી હું પ્રસન્ન થઇ છું. હવે તમારે અહિં સુધી આવવું ન પડે તે માટે હું તમારા સ્થાને તમારી સાથેજ આવું છુ. તમો ત્યાં મંદિર બંધાવી મ્હારી સ્થાપના કરજો, તેમાં હું વાસ કરીશ. તમો આગળ ચાલતા થાઓ અને હું તથા મ્હારી સાત બ્હેનો તમારી પાછળ આવીએ છીએ, પરંતુ તમારે પાછું જોવું નહિ"

સૌ ચાલતા થયા. માતાજી ચાલતા હતા ત્યારે તેમના પગે ઝાંઝર વાગતા હતા. મકનજી અને શવજી જ્યારે નદી ઉતરી પાર જઈ પહોંચ્યા ત્યારે માતાજી નદી ઉતરવા લાગ્યાં. આ વખતે પાણીને લીધે ઝાંઝરના ઝણકારા સંભળાતા બંધ થયા. ત્યારે અધીરાઈથી મકનજી અને શવજીએ પાછું વળીને જોયું. પોતાની દૈવી આજ્ઞાનો અનાદર થયો જાણી માતાજી ક્રોધાયમાન થયા અને ત્યાંજ થંભી ગયા છેવટે બન્નેએ જ્યારે માતાજીની સ્તુતિ કરી, માફી માગી ત્યારે માતાની આજ્ઞાથી સાતમાંથી ચાર બ્હેનો આવી ઉના, દેલવાડા, કોડીનાર અને ચોરવાડમાં વસી.

કનકેશ્વરી માતાની જૂની ગરબીઓમાં આજ પણ શવજી સુથાર અને મકનજી બ્રાહ્મણના નામો સહર્ષ ગવાય છે હાલમાં માતાજી કનકાઇ ગિરમાં હોઇ ત્યાં જવાનો રસ્તો ઘણો વિકટ છે, પરંતુ સાંભળવા પ્રમાણે એકાદ બે વર્ષમાં માતાજીથી એકાદ ગાઉ દૂર રેલ્વેનું સ્ટેશન થશે. આથી આપણી બધી મુશ્કેલીઓ દૂર થશે અને તે સ્થળ જોવાની સરળતા પ્રાપ્ત થશે.



: યાદ રાખો

"કનક" ગ્રંથાવલિનું દ્વિતીય પુસ્તક।

નવીન આદર્શો દર્શાવતું

: નવીન પ્રેરણાઓ જગવતું

# લ્હેરાતી-નિકુંજ

શ્રી. દીનબંધુ

આપની સેવામાં સાદર રજુ કરશે.

## •[૮] માતાજીની યાત્રાનું વર્ણન



કુનકેશ્વરીનું ગણુંજ પુરાતન સ્થળ (મંદિર) જુનાગઢ સ્ટેટની હદના ગીરના ભયાનક જંગલમા આવેલું છે જે સ્થળની આજુબાજુમાં લગભગ દશ બાર ગાઉ સુધી એકે ગામ નથી. ભયાનક ઝાડીથી ભરેલા તે વનમા ચોમેરથી દિવસના ભાગમા પણ વખતે વખતે જંગલી જાનવરો સિંહ, વાઘ વીગેરેના ભયાનક શબ્દો કર્ણગોચર થાય છે.

સાધારણ તેમજ પોચા હૃદયવાળા મનુષ્યોના તો તે સ્થળે આવા જાનવરોની ભયાનક ચીસો સાભળતા પ્રાણ પણ ઉડી જાય તેવું તે સ્થળ છે. કદાપિ ભાગ્યજોગે વનરાજના દર્શન તે સ્થળે થયા તો પછી જીવવાની આશાજ શી ? આવા ભયાનક જંગલમા એક નહિ પણ છ સાત અગર તો તેનાથી પણ વધુ વનરાજોના યુથો પોતાની સ્ત્રી (સિંહણ) તથા પરિવાર (બચ્ચાઓ) સાથે ફરતા જોવામા આવે છે.

ઉનાળાની ઋતુમા તો માતાજીના મંદિરની નજદીકમાજ વહન કરી રહેલ શીંગવડા નદીના તટપર ઉનાળાના પ્રખર કિરણોથી પીડિત બની નદીની વચમા આવેલી મોટી મોટી શિલાઓનો આશ્રય લે છે તદુપરાત તે જંગલમા અનેક જંગલી જાનવરો, સુવરો, રીંછો, ચિત્તાઓ, શિયાળો, વરૂઓ, વાનરાઓ, મૃગલાઓ, રોઝ, ગેંડાઓ, લોકડી, ભયાનક અજગરો અને ફણીધરો પણ વસેલા છે. તેઓ પણ વખતોવખત દ્રષ્ટિગોચર થયા કરે છે

જે વનની અંદર સુગંધી શીતળ સુખસ્પર્શ વાયુની લહરીઓ મનને આલ્હાદિત કરે છે; તેમજ મયૂર, કોકિલાઓ, કારંડવ, ચક્રવાક વિગેરે પક્ષીઓ પોતાના મધુર સ્વરથી ગુંજારવ કરી ઝાડની ઉંચી ડાળીઓ ઉપર બેસી હીંચકા ખાતા જાણે એક બીજાં પક્ષીઓને બોલાવતાં ન હોય તેની માફક દ્રષ્ટિએ પડે છે. તેમજ ઠેકઠેકાણે સુંદર અમૃત સરખાં સ્વચ્છ પાણીનાં ઝરણાંઓ વહી રહેલાં છે જે સ્વચ્છ જળને જોઇને ખરેખર જળપાનની ઇચ્છા ન હોવા છતાં પણ, જળપાન કરવાની અભિલાષા તે તરફ ખેંચે છે!

આવા ભયાનક જંગલમાં પોતાના આશ્રયે રહેલાં ભક્તોનાં દુઃખો દૂર કરનાર ભક્તો ઉપર અમૃતમય દ્રષ્ટિથી અવલોકન કરતા જગદંબા કનકેશ્વરી બીરાજી રહેલાં છે. જે જગદંબાનુ બે ગીનીટ સુધી પણ એકીટસે દર્શન કરવાને મનુષ્ય સમર્થ નથી. આવી તેજોમય મૂર્તિ જાણે પોતાનાં બાળકો સાથે માતાવહાલ ન કરતી હોય ? તે રીતે નયનગોચર થાય છે

બસ ગયાં તેજ સ્થળે-ગયા. દર્શન કરનાર ભક્તજનોના પાપો, દર્શન કરનાર મનુષ્ય પોતાના કોઇ પણ આ જન્મનાં અગર તો પૂર્વજન્મોનાં પાપોથી પોતાની ઇચ્છાને પૂર્ણ કરી શકતા ન હોય, અનેક ઉપાયો યોજવા છતાં પણ સંતતિ આદિ દરેક કામનામાં પછાત થયેલા હોય અને પાપરૂપી પુંજની અંદર ઢંકાઇ ગયેલા હોય, છતા પણ માતુશ્રી કનકેશ્વરીના દર્શન માત્રથીજ પુનિત થઇ હસતે મોઢે પાછા ફરે છે. અને માતુશ્રીની કૃપાથી પોતાના સર્વ મનોરથોને થોડીજ મહેનતે સફળ કરી શકે છે.

જ્યાં સુધી મનુષ્યનાં પાપોનો નાશ થતો નથી, ત્યાં સુધી કર્મની વચ્ચે અનેક રીતના વિઘ્નો આવી અથડાય છે; જ્યાં સુધી આત્માની શુદ્ધિ થતી નથી ત્યાં સુધી દહને સત્ફળની પ્રાપ્તિ થઇ શકતી નથી.

આ પાપો ક્યારે દૂર થઇ શકે? (જવાબ) સત્પુરૂષના દર્શનથી. તે સિવાય? ચાંદ્રાયણાદિ વ્રતોથી. પછી? તીર્થયાત્રાઓ કરવાથી (આ તીર્થયાત્રાઓ એવી નહિ કે રેલ્વેમા મોજશોખ ઉડાવતા ફરવું. પણ પગપાળા, ભયાનક જંગલોને વટાવી સાથે ચાલી રહેલા સંઘની સાથે અગર તો એકલા જવું. આનું નામ તીર્થયાત્રા) ખરેખર ભયાનક જંગલોને વટાવી, ગ્નતાના ત્રાસને સહન કરી, ભૂખ, ટાઢ, તડકો વેઠી હરદમ ઇશ્વરનુ ધ્યાન ધરતાં, સંભારતાં, અથડાતા અને પછડાતા જ્યારે દેવના ચરણમા પહોચે છે ત્યારે શું દેવ તેના ઉપર કૃપાદ્રષ્ટિથી નથી જોતા? ખરેખર જુએજ છે. અને તેથી તેની આસ્થાના પ્રમાણમા તેમજ તેના કર્મ (કાર્ય)ના પ્રમાણમાં નક્કી ફળ આપેજ છે.

**भजन्ति ये यथा देवान्देवा अपितथैवतान् । छायैव कर्मसचिवाः साधवो दीनवत्सलाः ॥**

અર્થ—જેટલા પ્રમાણમા મનુષ્યો દેવતાઓની સેવા કરે છે તેટલાજ પ્રમાણમા દેવતાઓ સામુ તેને ફળ આપે છે માટે ફરીનેજ ઉપરોક્ત દુઃખો સહન કરીને શરણે આવેલા ભક્તજનોને માતા કૃપાદ્રષ્ટિથી તેના સામુ જોઇને ખરેખર તેના મનોરથ પૂર્ણ કરે છે.

આવી રીતે પોતાના મનોરથો પૂર્ણ કરવાને માટે, દુઃખમાથી બચવાને માટે માતાજી કનકેશ્વરીની યાત્રાએ જાનમાલની પણ દરકાર કર્યા વિના મનુષ્યો તે તરફ આકર્ષાય છે.

પહેલા યાત્રા કરવા આવનારને આવા ભયાનક જંગલમા આશ્રય લેવાને બીલકુલ સ્થાન માત્ર ન હતુ આવે વખતે યાત્રિકો ઘોર જંગલની અંદર માત્ર ઝાડનો આશ્રય લઇ જંગલી જાનવરોના ત્રાસમાથી બચવાને માટે ચોમેર લાકડાઓ સળગાવી પોતાનો વખત વ્યતીત કરતા હતા.

એક ભાઈ વાત કરતા હતા કે, કોઈ એક વખત હું અમરેલીથી ગાધી કુટુંબની સાથે કનમાઈની યાત્રાએ ગયો હતો ગૃહસ્થોના બાળબચ્ચાઓ, બૈરાઓ વીગેરે પણ સાથે હતા ધારી પાસે આવેલ દનખાણીયા નામનું ગામ વટાવ્યા પછી ભયાનક ઘોર જંગલમાં અમે પ્રવેશ કર્યો. ભાગ્યેતૂટ્યો ગાડા રસ્તો હતો, રસ્તામા ભાગી પડેલા ઝાડોને લઇને માર્ગ ઘણોજ દુર્ગમ તેમજ વધારે ને વધારે વિકટ આવવા લાગ્યો.

તેથી આગળ ચાલવુ ઘણુજ વિષમ થવા લાગ્યું, આડા પડેલા ઝાડોને, સાથે લીધેલા મજુરો કુહાડા કરવતી વીગેરેથી વેરી કાપી દૂર ખસેડતા જતા હતા, જેમ જેમ આગળ ચાલવા લાગ્યા તેમ તેમ મનની અસ્થિરતા વધતી જતી હતી

આવી રીતે ઘોર ભયાનક જંગલને વટાવતા છેક સાંજ સુધીમા માત્ર છથી સાત ગાઉ સુધીનો માર્ગ બહુજ મુશ્કેલીથી કાપી શકયા હતા. લગભગ સાંજ થવા આવી. સૂર્યનારાયણ પૃથ્વીપરની યાત્રાને સંપૂર્ણ કરી પોતાનુ તેજ ઓછુ કરતા અસ્તાચળ ઉપર જવાની તૈયારીમા હતા સાંજનો વખત થવા આવેલો હોવાથી જંગલી પશુઓ પણ શિકારને શોધતા અહીં તહીં નજરે પડતા હતા

પોચા હૃદયવાળી સ્ત્રીઓ કે જેઓએ કદિ પણ ટાઢ તડકાને સહન કરેલા નથી તેમજ જેઓએ ઘરના આંગણા બહાર કદિપણ પગ મુકેલો નથી, તેઓ તો જંગલી પશુના ભયથી ગાડામા બચ્ચાઓને ગોદમા લઇ લપાઇને બેસી રહેલીઓ હતી લગભગ દીવા વખતે અમે એક નાનકડા ગામની નજદીકમા પહોંચ્યા અને ત્યાં ગામમા રાતવાસો રહેવાનો નિશ્ચય કરી અમો તે ગામ તરફ વળ્યા.

અમોને ગામની ઝાંદગ આવતાં જોઇ તે ગામવાળી સ્થારી લોકોએ અમારૂં સ્વાગત ઘણુંજ હર્ષથી કર્યું. તેઓએ ઉતરવાને માટે અમોને બનતી મગવડ કરી આપી, અને અંધારાનો વખત થઇ ગયો હતો છતા પણ દૂરથી પાણી વીગેરે મંગાવી આપ્યું. જંગલમાંજ જીવન ગુજારી રહેલા તે લોકોની પાસે ઓઢવા પાથરવાનું સાધન તે કયાથી હોય ? અને તે લોકો તો ઉચા લાકડાંઓનાં મેડાઓ ગોઠવી તેના ઉપર જાન બચાવવાના હેતુથી ફાટેલ તુટેલ ગોદડાંઓ તથા ધાબળાઓથી રાત્રી વ્યતિત કરતા હતા અમારી ચોમેર તેઓએ મોટા મોટા લાકડાઓ સળગાવી મુકયા અને ઢોરોની વચમાં સુવાને માટે અમોને બંદોબસ્ત કરી આપ્યો.

આવી સ્થિતિમાં રાત્રીએ અમે સુતા તો ખરા પણ તે વખતે નિદ્રાદેવી તથા અમારી વચ્ચે હજારો યોજનોના સરખું અંતર થઇ પડયુ. સાથે લીધેલા હથિયારબંધ માણસો અમારી આજુબાજુ ચોકી ભરતા વારાફરતી જાગતા હતા અને તે રાત્રી ખરેખર બ્રહ્માની રાત્રી કેમ ન હોય ? તેના સરખી થઇ પડી. અને જેમ તેમ તે રાત્રી તે ગામમા વ્યતિત કરી.

સવાર પડતાજ અમોએ પુન અમારી યાત્રા શરૂ કરી. આમ ત્રણ દિવસ સુધી રઝળતા રખડતા, માર્ગ ભૂલી જવાથી આડે રસ્તે ચડી જતા અને અનેક રીતના જંગલી પ્રાણીઓના પંજામાથી બચી માંડ માંડ મહાન મુસીબતે, માતાજી કનકેશ્વરીના આશ્રયે પહોચ્યા કદાચ સાથે હથિયારબંધ માણસોને અમે ન લીધાં હોત તો, અમોને તે સ્થળે પહોચવુ અગર તો યાત્રા કરી ક્ષેમકુશળ ઘેર પહોચવું તે શંકાસ્પદ થઇ પડત

તે સ્થળે માતાજીનું એક સાધારણ તેમજ નાનકડું મંદિર હતું આજુબાજુ ઘોર જંગલ સિવાય મનુષ્યને આશ્રય લેવા પુરતુ પણ તે ઠેકાણે કશુ સાધન ન હતું. આવા ઘોર વેરાન જંગલમા રાત્રી બાકી કેમ વ્યતિત કરવી તે સંબધી પણ એક મોટો વિચાર થઇ પડયો.

છેવટે અમારા જીવનની દોરી માતાજી હનકેશ્વરીના હસ્તમા અર્પણ કરી, તે સ્થળેથી થોડે છેટે રહેલા ઝાડોની નીચે અમોએ ઉતારો કર્યો. ભૂખ પણ દરેક જણાને સખત લાગેલી હતી, પણ ઘણુ અસુર થઇ ગયેલુ હોવાથી રસોઇ નહિ કરતા માત્ર ભાતા વીગેરેથી ચલાવી લીધુ. અને આજુબાજુ સળગતા લાકડાઓ ગોઠવી, પહેરેગીરોને સમજુત આપી સુવાની તૈયારી કરી પણ નિદ્રદેવીએ તો અમોને શાતિ આપવાને બદલે અમારી સાથે ત્રણ ત્રણ દિવસ થયા રીસામણાજ લીધેલા હતા

વળી ઘણે દૂરથી ત્રાડો મારી રહેલા સિંહો જાણે સમિપમાજ ગર્જતા ન હોય ? તેની માફક વખતોવખત ગર્જનાઓ સભળાઇ રહેલી હતી અને અગ્નિની માફક ઝળહળી રહેલી જગલી જાનવરોની આખની કીકીઓ જાણે મોટી બે મશાલો બળતી ન હોય ? તેના સરખી ઘણે દૂરથી પણ જોવામા આવતી હતી તેમજ બીજા જગલી જનાવરોના ભયાનક અવાજો પણ વારવાર સભળાઇ રહેલા હતા આવી સ્થિતિમા માત્ર ઉઘાડીજ આખે રાત્રી વ્યતિત કરી બળતે દિવસે સવાર થતાજ માતાજીના મદિરની સમિપમા વહન કરી રહેલી શીગવડા નદીમા સ્નાન કરી જગદબા માતુશ્રી કનકાઇના દર્શન કર્યા.

આવા અસહ્ય દુખો વેઠીને પણ માતુશ્રીના દર્શન થયા તેથી અમોએ જીદગીનુ એક સાર્થક માન્યુ માતાજીની પૂજા કરવામા આવી વસ્ત્રાદિકો, ચુદડી, મોડીઓ છત્તર વીગેરે અર્પણ કરી માતાજીના ચરણમા પડી સોએ સાષ્ટાગ દડવત્ નમસ્કાર કર્યા થાળ અર્પણ કરવામા આવ્યો ચડીના પાઠો ભણાયા અને અતે મહાપૂજા કરી માનતા પૂર્ણ કરી અને ભોજન વીગેરે કરી તે દિવસની રાત્રિ પણ ત્યાજ અમોએ વ્યતિત કરી

## સં. ૧૯૯૦ના અરસાનું મંદિર તથા સગવડતા

ચાલુ વીસમી સદીની આખરના લગભગ છેલ્લાં ૫૦ થી ૬૦ વર્ષ પહેલા તે સ્થળે જુનાગઢ સ્ટેટ ફોરેસ્ટ ડીપાર્ટમેન્ટ તરફથી ચોકીદારોને રાખવામાં આવેલ છે. તથા સં. ૧૯—ની સાલમા તે સરકારી ચોકીની સમિપમાંજ એક વિશાળ ધર્મશાળા, પુરતી સગવડતા સાથે સ્વ. ગાંધી વ્રજલાલ ભગવાનદાસ સાવરકુંડલાવાળાએ ઘણી મહેનત લઇ તે માટે ફંડ ઉભું કરી, અધાવી માતાજીને અર્પણ કરેલ છે. ધર્મશાળાને ફરતી મોટી ઉંચી દિવાલ બાંધવામાં આવેલ છે તથા ગાડા, મોટર વીગેરે ધર્મશાળાની અંદર રહી શકે તેટલા માટે ઉચો તેમજ પહોળો દરવાજો મુકેલ છે. તેમજ બળદ વીગેરેને બાધવાને માટે ધર્મશાળાના અંદરના ભાગમા એક છાપરૂ પણ બંધાવી આપેલ છે આ ધર્મશાળા આશરે રૂા. ૫૦૦૦ના ખર્ચથી બાધવામા આવેલ છે ધર્મશાળાની વિશાળ ઓસરી, એક ઓસરીએ બે વિશાળ ઓરડા અને બન્ને ઓરડાઓને લગતા બે રસોડાની સગવડ રાખવામા આવેલી છે

તે સ્થળે પહેલા પુજારીને રહેવાને માટે માતાજીનું મંદિર અને તેને લગતી અગાસી ઉપર બાધેલ છાપરા સિવાય બીજું સાધન ન હતુ અને તેથીજ સ્થિરતા કરી કોઇ પણ માતાજીની સેવા કરવાને માટે પુજારી રહી શકતા નહોતા. તેમજ અરણ્ય જંગલ હોવાથી માતાજીના મંદિરમા પણ કોઇ કોઇ વખતે તો વાઘ, સિંહ વગેરે ભરાઇ રહેતા હતા. અને તેથી તેવા સંજોગોમા પુજારીઓ મોતના પંજામાંથી માંડ માંડ બચી શકતા.

પુજારીને રહેવાની આ અગવડતા દૂર કરવાને માટે, શ્રીયુત ગાંધી મણીલાલ પુરૂષોત્તમ પોતાને ત્યા સંતતી ન હોવાના કારણે માતાજી કનકેશ્વરીની યાત્રાએ ગયેલા અને તેઓએ પુજારીને રહેવાનુ સ્થાન નહિ હોવાથી માતાજીના મંદિરને લગતી ધર્મશાળા માત્ર પુજારીને રહેવાને માટે સગવડતા ભરેલી રૂા. ૨૦૦૦ના ખર્ચે બંધાવી માતાજીને અર્પણ કરેલ છે.

શ્રીયુત્ ગાંધી મણીલાલ પુરૂષોત્તમના આ સત્કાર્ય તથા માતાજી પ્રત્યેની લાગણીથી માતાજી કનકેશ્વરીએ પ્રસન્ન થઇ તેઓને ત્યાં પુત્રનું સુખ આપેલ છે. (સં. ૧૯૯૧) આવી રીતે એક નહિ પણ અનેકાનેક પોતાના ભકતોને ત્યાં માતાજીએ પારણાં ઝુલતાં કરી આપેલાં છે. फलौचंडीविनायकौ ખરેખર કલીયુગમાં ચંડી અને ગણપતિ બન્ને દેવો પ્રત્યક્ષ છે. અને તેઓ જલદીથી પ્રસન્ન થઇ ભકતોની મનકામના પૂર્ણ કરે છે.*

* ['કંકુલ પુરાણ' નામના પુસ્તકમાં આપણાં કુળદેવી કનકેશ્વરી માતાને અંગેનું જે લખાણ પ્રસિદ્ધ થયુ છે તે કોઇ પણ જાતના ફેરફાર વિના અત્રે વાંચકોની જાણ માટે રજુ કર્યુ છે]



— કર્મવીર —



સ્વ લલ્લુભાઈ શંકરભાઇ ભટ્ટ (વતરા)

-* સેવાયોગી *-



સ્વ. પ્રહલ્લાદજી હસમુખરામ ભટ્ટ (સુરત)

## સમસ્ત જ્ઞાતિની માનનીય સંસ્થા

## [૯] શ્રી ઉનેવાળ સેવક મંડળ

—❀—

(સ્થાપિત વિક્રમ સંવત ૧૯૬૮ ના જ્યેષ્ઠ વદ ૧૪)

મુંબઈમાં આપણી જ્ઞાતિ જે ત્રણ મુખ્ય વિભાગોમાં પડી ગઈ હતી તેનો એક શુભ દિને સમન્વય થયો–અહિંઆજ સૌરાષ્ટ્રના સુંદર માથાવાળા, સુદૃઢ અને સરળ સ્વભાવના જ્ઞાતિબંધુઓ દેખાય છે; અહિંઆજ સુરત, સિદ્ધપુર, ચરોતર, કાનમ, ભાલ, દંઢાવ ભાલ, નાયલ અને છાણીના જ્ઞાતિબંધુઓ, છુટાં છવાયેલાં પણ દેખાય છે. આવા જ્ઞાતિબંધુઓના શુભ સમાગમનું પરિણામ પણ શુભમાજ પરિણમે છે. અને આવા સમગ્ર જ્ઞાતિબંધુઓનું શુભ–મીલન-ચિંતનનું પરિણામ તે આપણા **ઉનેવાળ સેવક મંડળની સ્થાપના**

કારણ વિના કાર્ય થતું નથી, બીજ વિના વૃક્ષ ઉગતું–ફલતું કે ફાલતું નથી, તે પ્રમાણે ઉનેવાળ સેવક મંડળની સ્થાપના કંઇ એકાએક નથી થઇ. આજથી આશરે ત્રીસ વર્ષ પહેલા સંવત ૧૯૬૫ ના "ઉનેવાળ અભ્યુદય"ના પ્રથમ વર્ષના પ્રથમ અંકમાં શ્રીયુત મણીશંકર શીવશંકર, શ્રી મોતીલાલ ધનેશ્વર જોષી અને શ્રી. અમૃતલાલ નાથજી ઠાકરની સહીથી એક "ઉનેવાળ વિદ્યોત્તેજક હિલચાલ" નામની એક વિજ્ઞપ્તિ છપાવવામાં આવી.

ત્યારપછી તા ૨૭–૧૨–૧૯૦૮ના રોજ પહેલી ઉનેવાળ કોન્ફરન્સ અમદાવાદ મુકામે વિદ્યાપ્રચારના કાર્ય માટે મળી અને તે કોન્ફરન્સની અંદર એક પત્ર મુંબઇમા વસતા ઉનેવાળ જ્ઞાતિબંધુઓ તરફથી આવેલો વાચવામાં આવ્યો. આ રહ્યો તે પત્ર–"મહાશય રા રા મણિશંકર શિવશંકર પંડ્યાની સહીનો પત્ર મળ્યો.

રા. રા. ભવાનીશંકર જગજીવન પંડ્યાએ અતિશ્રમ લઇ તા. ૨૪-૧૨-૧૯૦૮ના રોજ રાત્રિના નવ કલાકને અમલે, મુંબાદેવીના મંદિરમાં સર્વ જ્ઞાતિબંધુઓની એક સભા, રૂબરૂમાં આમંત્રણ કરવા બોલાવી હતી, અને વિદ્યોત્તેજક મંડળમાં હાજર રહેવા દરેક જ્ઞાતિબંધુઓને સમજાવવામાં આવ્યું હતું" આ કોન્ફરન્સમાં ચરોતર ચોરાના ચોરાવાર સેક્રેટરી તરીકે રા. રા. લલ્લુભાઇ શંકરભાઇ ભટ્ટ નીમાયા હતા અને તેમને માથે નખાયેલી ફરજો નીચે પ્રમાણે હતી "વાર્ષિક આંકને માટે શુભાશુભ પ્રસંગે યાચના કરી યથાશક્તિ રકમ લેવી"

એવીજ એક સભા કોડીનારમાં શ્રીયુત રૂપનાથ જયશંકર ઉપાધ્યાયના ગંત્રીપણા નીચે સ્થાપિત થઇ, તે સભાનું નામ 'શ્રી ઉનેવાળ વિદ્યોતેજક સભા' રાખવામાં આવ્યું હતું. તેના પ્રથમ પ્રમુખ શ્રીયુત નૃસિંહરામ વિઠ્ઠલજી હતા. સભાનું વાર્ષિક લવાજમ રૂા. ૧।) હતું અને તેમાં આશરે એકસો સભાસદો હતા. તેજ વર્ષની અંદર આપણી 'કોન્ફરન્સ' વિષે રા. રા. લલ્લુભાઇ શંકરભાઈ ભટ્ટનો લેખ પ્રસિદ્ધ થયો. અને તેજ વર્ષની અંદર 'શ્રી ઉનેવાળ અભ્યુદય'નું તંત્ર રા. રા. લલ્લુભાઇ શંકરભાઇ ભટ્ટના હાથમાં આવ્યું.

ઉનેવાળ વિદ્યોત્તેજક હિતચાલ'નું પ્રવૃત્તિ–સ્થાન મુંબઈ થઇ રહ્યું–આ માસિકનું તંત્ર તે શ્રી ઉનેવાળ સેવક મંડળની મુંબઇમાં સ્થાપનાનું શ્રી ગણેશાય નમઃ ગણાય. અને શ્રી મોહનલાલ લલ્લુભાઇ જોષીએ સં. ૧૯૬૬ના પોષ માસના અંકમાં તંત્રની ફેરબદલીની જાહેરાત કરી અને 'ઉનેવાળ અભ્યુદય' પુસ્તક બીજાનો માઘ માસનો અંક સંપાદકો રા. રા. લલ્લુભાઇ શંકરભાઇ ભટ્ટ અને સુરત નિવાસી શ્રી પ્રહલાદજી હસમુખરામ ભટ્ટની જવાબદારી નીચે બહાર પડ્યો ત્યાર પછી શ્રી અમૃતલાલ નાથજી ઠાકરના પ્રયાસથી

શ્રી ભાલ મુકામે જ્ઞાતિની ત્રીજી કોન્ફરન્સ મળી ને તેમાં ચર્ચાએલા વિષયોમાં વિદ્યાને પ્રથમ સ્થાન મળ્યું. આ કોન્ફરન્સની વાટાઘાટ ચાલતી હતી, તેટલામાં ગામ ખટનાલ મધ્યે ચૈત્ર વદી ત્રીજને બુધવારે—ચરોતરના ઉનેવાળ સેવક મંડળની સ્થાપના થઇ, અને તેમાં આશરે ૭૦ સભાસદો થયા. અને તેજ વર્ષમાં ૧૯૬૫-૧૯૬૬માં કોડીનાર વિદ્યોત્તેજક સભાનો મેળાવડો થયો. ત્યારપછી "ઉનેવાળ અભ્યુદય" તે વર્ષે, વિદ્વાન લેખકોનો સહકાર મેળવવા ફળીભૂત થયું.

દૂરદૂરના વિદ્વાન લેખકો એક પત્રની અંદર લેખો મારફતે એકત્ર થવા માંડયા. વળી કાનમ ચોરા તરફથી જે રૂા. ૧૦૧)–અમદાવાદ કોન્ફરન્સમાં ઉનેવાળ વિદ્યોત્તેજક સભા માટે ભરાયા હતા તે તે ચોરાને પાછા મળ્યા. તે વર્ષની અંદર પ્રહલાદજી દલસુખરામ ભટ્ટે, પોતાના સ્નેહી અને સહાયક રા. દયાશંકર બેચરભાઇના સ્વર્ગવાસ નિમિત્તે રૂા. ૫૧)–આપવા ને તેનો ઉપયોગ જ્ઞાતિમાં ભણતા વિદ્યાર્થીઓને ઇનામ વ્હેંચવામાં કરવો એવી જાહેરાત કરી. પણ તે વખતે તે મદદનો લાભ લેવા કોઇ બહાર પડયા નહિ. પણ ઉનેવાળ અભ્યુદયમાં આવતા લેખોથી દેલવાડા નિવાસી એક ઉત્સાહી ભાઇ, રા. રા. રેવાશંકર લાધારામ જાનીએ મુંબઇમાં વસતા ઉનેવાળ ભાઇઓનો મેળાવડો કરવાનો વિચાર જણાવ્યો. તે વિચાર તે વખતે તો ફળીભૂત થયો નહિ.

આમ છતાં ઉદ્ભવેલા વિચારનો ફણગો વધતોજ ચાલ્યો અને ભાદરવા વદી નવમીને રવીવારે છારીઆ, નાયણીઆ અને બાજીઆ ભાઇઓનું એક સમેલન મળ્યું તેમા રા. રા. લલ્લુભાઇ શંકરભાઇ ભટ્ટ, શ્રીયુત પ્રહલ્લાદજી દલસુખરામ ભટ્ટ, છારીઆમાંથી રા. રા. છગનલાલ શીવશંકર ભટ્ટ, શ્રી. રેવાશંકર લાધારામ જાની અને નાયણીઆ ભાઇઓમાંથી રા. રા. ગોર્ધનજી માવજી પાઠક.

તથા ગ. રા. શંકરલાલ ગીગાભાઇ જોશી એ મુખ્ય આગેવાનો હાજર હતા. સભામા ઉત્સાહ સારો પ્રસરી રહ્યો હતો, અને પાછા ફરી ક્યારે મળીશું એ અણપૂછાયેલો પ્રશ્ન બધાના મ્હોં ઉપર તરવરી રહ્યો હતો.

સંવત-૧૯૯૮ ના નવા વર્ષનું સુપ્રભાત, એ ખરેખર ઉનેવાળ જ્ઞાતિ માટે સુવર્ણમય, ને મંગળમય સુપ્રભાત હતું. આ વર્ષની અંદર ઉનેવાળ અભ્યુદય તરફથી સ્નેહ સંમેલન થયું અને તુરતજ મુંબઇમા વસતા સૌરાષ્ટ્ર–કાઠીયાવાડ નિવાસી જ્ઞાતિ બંધુઓનું સંમેલન થયું તેનું પ્રમુખસ્થાન શ્રી. દોલતરામ રતનરામ ભટ્ટને આપવામાં આવ્યુ હતું. દેલવાડા નિવાસી શ્રી. રેવાશંકર સાધારામ જાનીના સહચારથી શ્રી. છગનલાલ શિવશંકરનો સહકાર મેળવી શકાયો.

શ્રી. શંકરલાલ ગીગાભાઇ જોષી તથા શ્રી. ગોવિંદજી માવજી પાઠક નાયણીઆ ભાઇઓના પ્રતિનિધિ હતા. માસિકના સંપાદકો, રા. ભવાનીશંકર જગજીવન તથા શ્રી. અમૃતલાલ મણીશંકર વૈદ્ય બાજીઆ ભાઇઓના પ્રતિનિધિ હતા. એટલે મુંબઇમાં બધા વિભાગોનું પ્રતિનિધિત્વ હતુ અને તેના પોષક બળોમાં કાઇ ખામી આવે એવું ન હતું. અને આ બધા એકત્રિત થયેલાં બળોથી જેમ, નૃસિંહ ભગવાન સ્થંભ તોડીને પ્રકટ થયા, તેમ જ્ઞાતિમાથી અજ્ઞાનનું વાદળ વિદારવાને માટે "ઉનેવાળ સેવક મંડળ"નો પ્રાદુર્ભાવ થયો.

આપણી જ્ઞાતિના ઇતિહાસમા ૧૯૯૮ના અધિક અષાડના કૃષ્ણ પક્ષની ચતુર્દશીને શનિવારની રાત્રિ, ચિરસ્મરણીય અને સુવર્ણમય અક્ષરે લેખાશે. કારણકે મુંબઇમાં થયેલા જ્ઞાતિભાઇઓના સંમેલનોએ-નવીન બળોએ સહાનુભૂતિ જગાડી જ્ઞાતિ સેવા કરવા નવ ભાઇઓને સંયુક્ત કર્યા. તેનો કાર્યારંભ ઉક્ત દિવસે થયો છે. સંયુક્ત થયેલા નવ ભાઇઓના નામ તેમના વતનના નામ સાથે નીચે પ્રમાણે છે.

શ્રી. શંકરભાઇ ગીગાભાઇ જોષી રથજી રાજુલા
,, રેવાશંકર લાધારામ જાની ,, દેલવાડા
,, ગોવીંદજી માવજી પાઠક ,, ગોઢા
,, છગનલાલ શિવશંકર ભટ ,, દેલવાડા
,, અમૃતલાલ મણીશંકર વૈદ્ય ,, શુકલનીર્થ
,, ભવાનીશંકર જગજીવન પડયા ,, ગાંગડ
,, પ્રહલાદજી દલસુખરામ ભટ ,, સુરત
,, રવિશંકર પ્રભાશંકર પંડયા ,, સિદ્ધપુર
,, લલ્લુભાઇ શંકરભાઇ ભટ ,, ખંભાત

અખંડિત ઉત્સાહ અને જ્ઞાતિહિત સાધવાની આતુરતાથી ઉપર જણાવેલા ભાઇઓ તે રાત્રે નવ વાગે, એકઠા થયા હતા. કોઇ સંગીન કાર્ય ઉઠાવવા, એક નિયમિત યોજના ઘડી કાઢવા માટે મત લેવાયા હતા. બે બાબતોનો આરંભ કરવામાં આવ્યો હતો ને એક તો આપણી જ્ઞાતિનો ઇતિહાસ અને બીજું તો આપણી જ્ઞાતિમા કેળવણીની અછત છે અને તે વધારવા માટે મોટા પ્રમાણમા પૈસાના ભંડોળની જરૂર છે, એ વિચારથી નવે ભાઇઓએ દ્રઢ સંકલ્પ કર્યો કે, પ્રતિમાસ પોતાની આવકમાથી બચાવ કરી એક સામાન્ય ભંડોળ બનાવવું. અને તે રકમ માસિકમા પ્રસિદ્ધ કરવી અને તે રકમમાથી જ્ઞાતિના વિદ્યાર્થીઓને ધાર્મિક તથા શાળાના ઉપયોગ માટે ઉપયોગી થાય એવા પુસ્તકો વ્હેંચવા.

બીજી સભા દ્વિતિય અષાડ વદી ત્રયોદશીની રાત્રે મળી હતી. જ્ઞાતિહિત માટે સંગીન કાર્યનો પ્રવૃત્તિ સુવ્યસ્થિતપણે ચાલે એવા બંધારણની આવશ્યકતા હોવાથી અને બહારગામના જ્ઞાતિસેવકોને એકત્ર કરવાની જીજ્ઞાસાથી ઉનેવાળ સેવક મંડળની સ્થાપના સબંધી ઉહાપોહ થયો હતો અને છેવટે તેના હેતુઓ અને નિયમો નીચે પ્રમાણે સર્વાનુમતે પસાર થયા હતા.

હેતુઓ—(૧) પ્રત્યેક ઉનેવાળને ભાઇ ગણી તેના શુભમા રાજી રહેવુ (૨) વિદ્યા–પ્રચાર દ્વારાએ સામાન્ય સુધારણાનું બી જ્ઞાતિમા સ્થળે સ્થળે ઉત્પન્ન કરવુ (૩) પ્રતિમાસ પોતાની આવકમાંથી યથાશક્તિ ભાગ જ્ઞાતિસેવાના ભંડોળમા નાખવો ઉપરના હેતુઓ જેને માન્ય હોય તેઓ સભાસદ થઇ શકે અને આ ફંડની રકમ તથા તેનો સઘળો હિસાબ રાખવાનુ કામ "ઉનેવાળ અભ્યુદય" ના સંપાદકોએ માથે લીધુ. આ પ્રમાણે એક શુભ અવસરે ઉનેવાળ સેવક મંડળની સ્થાપના થઇ

તેના **પહેલા અધ્યક્ષ તરીકે રા શંકરલાલ ગીગાભાઇ જોષી** નીમાયા. તેમના નૈસર્ગિક ઉત્સાહથી ઉનેવાળ સેવક મંડળના જયરંગ ગવાવા લાગ્યા અને ચોતરફથી સેવકો યથાશક્તિ દાન આપીને દાખલ થવા માંડયા. રૂા. આઠ પંદર આના છ પાઇ સિલિક સાથે "શ્રી ઉનેવાળ સેવક મંડળ"ની સ્થાપના થઇ.

પ્રથમજ મંડળે હિંમત રાખીને નીચે પ્રમાણેની એક જાહેર ખબર "અભ્યુદય" માસિકમા પ્રસિદ્ધ કરી —

"સ્વજ્ઞાતિના વિદ્યાર્થીઓ માટે ઉનેવાળ સેવક મંડળની વ્યવસ્થાપક મંડળીના અધ્યક્ષ કે કોઇ સભાસદ મારફત જે કોઇ વિદ્યાર્થી પોતાની શાળાના ઉપરીના પ્રમાણપત્ર સહિત ધાર્મિક અથવા કેળવણી ખાતાના અભ્યાસ માટે જોઇતા પુસ્તકો માટેનું નિવેદનપત્ર મોકલી આપશે, તેને ફંડના પ્રમાણમા સહાય કરવામા આવશે

શ્રી ઉનેવાળ સેવક મંડળને આજે ૨૫ વર્ષ પૂરા થયા છે શરૂથી તે આજસુધી એકધારી ને અડગ ગતિએ સંગીન સેવા કાર્ય કરનાર હોય તો તે ઉનેવાળ જ્ઞાતિનુ આજ મંડળ છે. મંડળ તરફથી જ્ઞાતિના વિદ્યાભ્યાસ કરનાર બાળકોને ફી તથા પુસ્તકો આપવામા આવે છે વળી તેની પાસે સારામા સારા કાર્યકર્તાઓ હોઇ તેનુ જીવન ઉજ્જવળ અને સુલભ છે

મંડળના સ્થાપકોમાંના ઘણા આજે કૈલાસવાસી થયા છે. પરંતુ તેમના નામો તો જ્યાં સુધી 'સેવક મંડળ' જેવું વિદ્યાવૃક્ષ ઉભું છે ત્યાં સુધી કાળે કરીને પણ જ્ઞાતિક્ષેત્રમાંથી ભૂંસાનાર નથી.

હાલમાંજ (ચાલુ સાલે સંવત ૧૯૯૩ના ચૈત્ર ૧૪–૧૫ ના દિને) મંડળને ૨૫ વર્ષ પૂરાં થયેથી તેનો 'રજત મહોત્સવ' પૂર્ણ ધામધુમથી સમસ્ત જ્ઞાતિમાં ઉજવવામાં આવ્યો હતો. જેને સંપૂર્ણ સફળતા વરી છે.

"શ્રી ઉનેવાળ સેવક મંડળ" સદાકાળ માટે ઉનેવાળ જ્ઞાતિના બાળકોને ઉજમાળ્યા કરે, એવી અખંડીત અભિલાષા માતુશ્રી કનકેશ્વરી જરૂર પૂર્ણ કરશે.



## [૧૦] જ્ઞાતિહિતજ્ઞ પુરૂષોનાં જીવન ચરિત્ર



॥ सजातो येन जातेन याति वंशः समुन्नतिम् ॥
તેજ જન્મેલો કહેવાય કે, જેના જન્મથી એટલે પુરૂષાર્થવડે વંશ, કોમ (જાતિ) ની ઉન્નતિ થાય.

: ઉનેવાળ જ્ઞાતિના કર્મવીર :

### સ્વ. લલ્લુભાઈ શંકરભાઈ ભટ્ટ

સ્વ. ભાઇ લલ્લુભાઇનો જન્મ સં. ૧૯૩૯ના ચૈત્ર વદ અમાસના રોજ તેમના મોસાળ ઝાઝ તા. પેટલાદ ગામે થયો હતો. તેઓનું વતન ખંભાત નજીક આવેલા વતગ ગામે હતું.

તેગના પિતા શંકરભાઇને બીજા બે ભાઇઓ હતા. કુંટુબ મોટું, સ્થિતિ ગરીબ અને બધાએ નિરક્ષર એટલે ઉદર નિર્વાહની વ્યવસ્થા માટે તેઓ સર્વે ખંભાત લલ્લુભાઇના જન્મ પહેલાના આવી રહેલા હતા. તેમના પિતાશ્રીને ખંભાતના મોટા મંદિરમાં ફક્ત રૂ. ૪) ના માસીક પગારની નોકરી હતી.

તે જૂજ ઉપજ ઉપર કુંટુંબનો નીર્વાહ ચાલતો હતો. ભાઇ લલ્લુભાઇ એકના એક પુત્ર હતા. કુંટુંબની આવી સ્થિતિમાં ભાઇ લલ્લુભાઇને ઉછેરવામાં આવ્યા હતા. તેમના ઉપર માતા પિતાનો સઘળો પ્રેમ હતો, અને તેઓએ કષ્ટ સહીને પણ પોતાના એકના એક પુત્રને કોઈ બાબતમાં ઓછું આવવા દીધેલું નહી.

ભાઇ લલ્લુભાઇને આ સ્થિતિમા વિદ્યાભ્યાસ કરવાનો હતો. તેઓ નાનપણથી ઠરેલ પ્રકૃતિના અને નીતિમાન હતા પોતાના વર્ગમા હમેશા ઉચો નબર રાખતા અને તે વખતની તેમની રહેણીકરણીથી તેમના મહાધ્યાપકોમા તેઓ એક આદર્શ જીવન ગાળશે એમ હમેશ કહેવામા આવતુ તેમના શિક્ષકનો તેમને માટે ઘણોજ ઉચો અભિપ્રાય હતો તેમણે વિદ્યાર્થી અવસ્થામાજ તત્વજ્ઞાનના પુસ્તકોનો અભ્યાસ શરૂ કર્યો હતો, ને તેમણે જીવનપર્યંત કાયમ તે રાખ્યો હતો

ભાઇ લલ્લુભાઇ નાનપણથીજ એક સાચા મિત્ર અને સલાહકાર હતા તેમની નાની વયમા પણ તેમનાથી મોટી વયના મિત્રો તેમની સલાહ વખતોવખત લેતા અને તેમને તેઓ ખરે રસ્તે દોરવતા હતા

ભાઇ લલ્લુભાઇ મેટ્રીકયુલેશન ઇ.સ ૧૯૦૧ના વર્ષમા તથા સ્કુલ ફાયનલની પરીક્ષા ૧૯૦૨મા ખભાત હાઇસ્કુલમાથી પાસ થયા હતા. અને તે પછી તેમણે વેપારી કેળવણી લીધી હતી તેઓએ ૧૯૫૯ની સાલમા "યુનીયન ઓફ ટીચર્સ" ની પરીક્ષા અને સ. ૧૯૬૦મા ચેમ્બર ઓફ કોમર્સની પરીક્ષા પાસ કરી હતી અને સાથે શોર્ટહેન્ડ અને ટાઇપ રાઇટરનો અભ્યાસ કરી તે પરીક્ષા પણ પાસ કરી હતી. કુટુબની ગરીબ અવસ્થા છતા આટલો અભ્યાસ તેઓના પિતાએ દુખ વેઠી દેવુ કરી તેમને કરાવેલો પણ તે સ્થિતીમા લાબો વખત અભ્યાસ ચાલુ રહે એ કેવળ અસભવિત હતુ એટલે તેમને નોકરી શોધવાની ફરજ પડી

કેટલીક મુશ્કેલી પછી તેમને મુબઇમા દાદાજી ધાકજીની કુ. રગના વેપારીને ત્યા અગ્રેજી નામુ લખવા ઉપર રૂા ૩૫) ના માસીક પગારે ૧૯૬૨ મા નોકરી મળી અને તે તેમણે ૧૯૬૪ સુધી ચાલુ રાખી. અને તે સાલમા તેમણે કોલસાના વેપારી મી પી નસરવાનજીને ત્યા કેશીઅર તરીકે નોકરી લીધી

ફાજલ વખતમા તેઓએ પોતાનો અભ્યાસ ચાલુ રાખ્યો હતો. એન્જીનીયરીંગનું જ્ઞાન મેળવવા તે કલાસમા પણ તેઓ શીખવા જતા.

દાદાજી શેઠની નોકરી દરમ્યાન તેમના સ્નેહી ભાઇ મોહનભાઇ જેઓ રાણજી બાવજી બોર્ડીગ સ્કુલમા સુપ્રીન્ટેન્ડેન્ટ હતા તેઓ બીમાર પડવાથી તેમને દેશમા જવુ પડયુ હતું, તે જગ્યાએ તેમને ભાઇ મોહનભાઇ પાછા ફરતા સુધીને માટે નીમવામા આવ્યા હતા તે કામ તેઓ અત્યત ઉત્સાહ અને ઉમંગથી કરતા હતા.

આ જગાએ તેમનો સ્વાર્થત્યાગ અને પરોપકારવૃત્તિનો અપુર્વ દાખલો જણાવવો જરૂરનો છે સુપ્રીન્ટેન્ડેન્ટની જગ્યાનો રૂા. ૩૫નો માસીક પગાર પોતે નોકરી કરી ભાઇ મોહનભાઇને દર મહીને મોકલતા હતા. એટલે કે તેમને એ નોકરીનો કાંઇ બદલો લીધો નહી અને પોતાના મિત્રને માટે નોકરી કરી અને તેઓ પાછા ફર્યા ત્યારે તેમની નોકરીનો તેમને હવાલો કર્યો આનુ નામ તે સાચો સ્નેહ અને સાચી મિત્રતા

ઓછા પગારે સાદી અને પ્રમાણીક રીતે ભવિષ્યની સારી આશાઓમા શેઠની નોકરી કરવા છતા પૂરતો બદલો નહી મળવાથી તેમણે વળી કાંઇ સારી નોકરી મેળવવાનો પ્રયત્ન કર્યો અને તેઓ પોલસન કપનીમા સવત ૧૯૬૭-૬૮મા કેશીઅર તરીકે જોડાયા ત્યા તેમને લગભગ રૂા ૧૧૦)નો માસીક પગાર મળતો હતો

જ્ઞાતિસેવા કરવા પણ તેમને બહુજ ઉમગ હતો. પોતે પોતાના જ્ઞાતિભાઇઓના અને પોતાના કુટુબીજનોની પછાત સ્થિતીથી માહિત હતા. એટલે તેમને આ બાબત સમજવાની મુશ્કેલી નહોતી તેમણે પોતાની નોકરીના ફાજલ વખતમા બની શકે તેટલુ આ દિશામા કરવુ એ નક્કી કર્યું મુંબાઇના જ્ઞાતિભાઇઓને મળી આ બાબત કેવી રીતે પ્રગતિ કરવી તે તેમણે નક્કી કર્યું

અમદાવાદમા ચાલતુ *જ્ઞાતિનુ માસિક બધ થવાની તૈયારીમા હતું તેને ચાલુ રાખવાનુ પોતે માથે લીધુ. જે તેઓએ આર્થિક ખોટ *ખાઇને પણ ચાલુ રાખ્યુ હતું.

સદર માસિકમા તેમણે લખેલી 'વીદ્યાધર'ની વાર્તા જ્ઞાતિમા અને બીજા વાચકોમા એક રસમય બોધદાયક વાર્તા લેખાય છે.

બાદ લલ્લુભાઇને સારા પગારની નોકરી છતા તેને વળગી રહેવા તેમનુ મન માનતુ નહોતુ અને સ્વતંત્ર ધધા પર તેમનુ ધ્યાન જતુ હતુ. આથી તેઓની સુચનાથી મુબઇમા નગીનદાસ એન્ડ બ્રધર્સના નામથી ચ્હા, રગ અને બીજુ પરચુરણ એજન્સીનુ કામ તેમણે ભાઇ નગીનદાસની મદદથી અને તેમના ભાગમા શરૂ કર્યું પણ તેમા કેટલાક પ્રતિકુળ સજોગો ભેગા થવાથી તે કામ બધ કરવુ પડયુ અને તેઓ એક પેડ પાર્ટનર તરીકે જે રામદાસ કે ની પેઢીમા જોડાયા

અહીં પણ તેઓને વધારે સ્વતત્રતાથી કામ કરવાનુ નહી હોવાથી તેઓએ 'સીલીંગ વેક્સ'નુ કારખાનુ નાના પાયા પર કાઢયુ અને તે ધધામા સારી આગરૂ થવાની આશા જણાતી હતી. દરમ્યાન દૈવે તેમની તમામ આશાઓ નિરાશામા પલટાવી દીધી અને કુટુબના અને ન્યાતના અને મિત્ર વિગેરેના ઝળકતા હિરાને પ્રભુએ ઉપાડી લીધો તેઓ પોતાની પાછળ વૃદ્ધ માતાપિતા (હાલમા નથી) સુશીલ વિધવા એક પુત્ર અને બે પુત્રીઓ મૂકી ગયા છે

તેમનો સ્વર્ગવાસ સવત ૧૯૭૭ ના પોષ સુદ ૭ ના દીને થયો હતો

## સ્વ. ગોવિંદજી માવજી પાઠક

સ્વ. ગોવિંદજી માવજી પાઠકનો જન્મ મોરા (કાઠિયાવાડ) ગામમાં થયો હતો. તેમના પિતાનું નામ માવજી કેશવરામ પાઠક હતું.

ગોવિંદજી પાઠકનું કુટુંબ શીંબર ચોરામાં સારી પ્રતિષ્ઠા ધરાવનારૂં ને બહોળુ છે. ગોવિંદજીભાઇનો વિદ્યાભ્યાસ ઘણોજ ઉચ્ચ કોટીનો હતો.

તેમના સહાધ્યાયી અને સમવયી સ્નેહી સ્વ. ઓધવજી હરજી હતા. તે બંન્નેનો આત્મા એટલો બધો ઓતપ્રોત થયેલો હતો કે, બંન્નેના સદ્દગુણોની તુલના થઇ શકે તેમ નહોતું. ગોવિંદજીભાઇનુ પ્રથમ લગ્ન સ્વ. ઓધવજી પ્રાગજી ભટ્ટની પુત્રી સ્વ. ભાણીબાઇ સાથે તથા બીજું લગ્ન ઉના નિવાસી શ્રી. વીસરામ કેશવજી જોષીની પુત્રી બ્હેન જમના સાથે થયું હતું.

તેઓ સંવત ૧૯૫૭માં પોતાના વતનથી મુંબઇ આવ્યા. તેમનો મિલનસાર સ્વભાવ જેટલો તેમના કુટુંબી પ્રત્યે હતો તેટલોજ બલ્કે તેનાથી અધિક સ્વજ્ઞાતિ પ્રત્યે હતો. હરકોઇ કાર્યમા નિયમીતતા રાખવી, એ તેમનું જીવનસુત્ર હતું. કુટુંબી ને જ્ઞાતિપ્રેમ, તેમનો જીવનધ્યેય હતો. તેઓને વાચાળતા અને હસમુખાપણું જન્મથીજ વર્યાં હતાં.

કચ્છી, મારવાડી અને હિંદી ભાષા પર તેમનો સારો કાબુ હતો. સ્વજ્ઞાતિની દાઝ હૈડે ધરાવનાર અને તેની ઉન્નતિ માટેના પ્રથમ કાર્યક્ષેત્ર-"શ્રી ઉનેવાળ સેવક મંડળ" ઉત્પન્ન કરવાની પ્રેરણા આપનાર તથા તે મંડળના વિકાસ વાટે જ્ઞાતિસેવામાંજ જીંદગીની કૃતકૃત્યતા માની જીવનભર અનેક શ્રમ વેઠનાર તેઓ એકજ હતા. 'સેવક મંડળ' પ્રત્યે તેમને અથાગ પ્રેમ હતો.

આપણી જ્ઞાતિના કર્મવીર સેવક સ્વ શ્રી. લલ્લુભાઇ શંકરભાઇ ભટ્ટની સાથે રહી 'જ્ઞાતિ સેવા' ના મહામંત્રને દીપાવનાર સૌરાષ્ટ્રના અજોડ સેવકોમાંના તેઓ મુખ્ય અને એકજ હતા. વળી 'સેવક મંડળ'ના પ્રતિવર્ષે ઉજવાતા સંમેલનોને પોતાની બુદ્ધિ-શક્તિથી અપૂર્વ ફતેહ અપાવનાર તેઓ એક બાહોશ કાર્યકર્તા હતા. જ્ઞાતિસેવા-યજ્ઞની વિભૂતિઓમાં તેમનુ સ્થાન હંમેશાં મોખરે છે-ને રહેશે.

# સ્વ. ભીખાલાલ દુર્લભરામ ઠાકર

સ્વ. ભીખાલાલનો જન્મ ગરોતરના ઝાઝ ગામમાં થયો હતો. બાળપણમાંજ પિતા ગુજરી જવાથી તેમનો તથા તેમની બહેનોના ભરણપોષણનો બોજો તેમનાં માતુશ્રી હરિબા ઉપર આવી પડ્યો. ખેડવાને થોડી જમીન અને રહેવાને એક મકાન સિવાય તેમની પાસે બીજી કંઇ મુડી કે મીલ્કત નહોતાં.

તેમનાં માતુશ્રી કદાવર અને હિંમતવાન હતાં. તેથીજ મહા-મુશ્કેલીએ પોતાનુ તથા કુટુંબનુ ગુજરાન ચલાવી શકતાં હતા. આજથી ચાલીસ વર્ષ ઉપર ગામડામાં બાળકોને કેળવણી આપવાની માબાપોની વૃત્તિ નહોતી અને કદાચ વૃત્તિ કે શક્તિ હોય તો પણ નિશાળના અભાવે કેળવણી આપવાનું સાધન નહોતું. તેથી સ્વર્ગસ્થને અક્ષરજ્ઞાન આપવાનૃ બની શક્યું નહિ, તોપણ પાછળથી તેમણે જાતે મહેનત કરીને વાચવા લખવાનું શીખી લીધું હતુ.

ગામમાંથી અને જ્ઞાતિમાથી કેટલાક સાહસિક ભાઇઓ વડોદરા, સુરત, ભરૂચ, મુબઇ, હૈદ્રાબાદ, અમદાવાદ જેવા શહેરોમાં નોકરી કરવા જતા અને તેમની સાથે બીજા જુવાનીઆઓને પણ ધીમે ધીમે લઇ જઇ ધંધે વળગાડતા. આમ ગુજરાન મેળવવાની નવી દિશા જડવાથી એક પછી એક એમ ઘણા જવા લાગ્યા.

સ્વ. ભીખાલાલ નાની ઉમરમા વડોદરા જઇ માસિક આઠ આનાના પગારથી નોકરીએ રહ્યા પણ વર્ષેક દિવસ પછી ત્યાથી તે અમદાવાદ આવ્યા, અને તે વખતના અગ્રેસરો જદુરામ હરિરામ તથા મયારામ વહાલારામની લાગવગથી શેઠ મંગળદાસ ગિરધરદાસને ત્યા નોકરીએ રહ્યા. તે સમયના પગારના ધોરણ પ્રમાણે તેમને માસિક એક રૂપીઓ પગાર મળતો હતો ત્યારપછી શેઠ મંગળદાસ ધંધામાં ફાવ્યા અને મીલ પછી મીલ રાખતા ગયા, તેમ તેમ શેઠની જાહોજલાલી સાથે તેમની પણ આબાદી વધી અમદાવાદમા આપણી જ્ઞાતિમાં સ્વર્ગસ્થનો પગાર તે વખતે સારો ગણાતો હતો.

વીસ પચ્ચીસ વર્ષની ઉમરે તેમનુ લગ્ન થયુ તેમને ત્યા પુત્રરત્ન શ્રી ડાહ્યાલાલનો જન્મ થયો અને તેમના વૃદ્ધ માતુશ્રીનું અવસાન થયુ, આ દરેક પ્રસગે શેઠ તરફથી સારી મદદ કરવામા આવી હતી કારણ કે તેમણે મીઠાશ અને ભલાઇથી શેઠના કુટુબમા તેમજ બીજાઓમા સારૂ સ્થાન મેળવ્યુ હતુ અને શેઠના છોકરા તો તેમને "મામા"ના ઉપનામથીજ હમેશા બોલાવતા હતા વળી જ્ઞાતિના કાર્યોમા પણ આગેળ પડતો ભાગ લેતા હોવાથી જ્ઞાતિમા તે પ્રિય થઇ પડયા હતા

અમદાવાદમા વસતા ભાઇઓએ "મિત્રમડળ"ની સ્થાપના કરી, જ્ઞાતિ-હિતની ચર્ચા કરવા માંડી તથા કોઈ ઉપયોગી કાર્ય કરવાના હેતુથી ભડોળ એકઠુ કરવા લાગ્યા. આ મડળમા સ્વર્ગસ્થ ઘણા વર્ષો સુધી અધ્યક્ષ હતા

મુબઇમા આ અરસામા "ઉનેવાળ સેવક મડળ" સ્થપાયુ હતુ અને તેથી જ્ઞાતિમા રી-પુરતકો આપવાની શરૂઆત થઇ, તે જોઇ તેવુજ કોઇ મહત્ત્વનુ કામ જ્ઞાતિમા આરભવાનો તેમણે વિચાર કર્યો અને આ પ્રમાણેના દશેક વર્ષના પ્રયાસ પછી બધાઓએ મળી અમદાવાદમા "શ્રી ઉનેવાળ વિદ્યાર્થીગૃહ"ની સ્થાપના કરવાનો નિશ્ચય કર્યો "મિત્ર મડળ"નુ ભડોળ આ નવીન સસ્થાને સોંપવામા આવ્યુ, પરતુ મદદ આવકની જરૂર હોવાથી સ્વર્ગસ્થની આગેવાની નીચે વિદ્યાર્થીગૃહના કાર્યવાહકોએ અમદાવાદના શેઠીઆઓમા ફરવાનુ કરવા માડ્યુ અને શેઠ મગળદાસ ગિરધરદાસ તથા શેઠ છગનલાલ ગિરધરલાલે વાર્ષિક રૂપીઆ પાચસો ત્રણ વર્ષ સુધી મસ્થાને આપે જવાનું વચન આપ્યુ આથી એમ ટીપ તૈયાર કરી શેઠીઆઓ પાસે તેમા નાણા ભરાવવામા ત્ત ભીખાલાલે ઘણો શ્રમ લીધો હતો

જ્ઞાતિના કોઇ પણ કામમા મદદ કરવાને હમેશા તે પહેલ કરતા મડળની સભાઓ તથા બીજી અગત્યની સભાઓ ભરવામા

જે જે સાહિત્યો જોઇએ, તેમા મોટો ભાગ તેમની પાસેથી મળતા. બહારગામથી આવનાર વ્યકિતઓની ઉતારાની સગવડ ઘણે ભાગે તેમનાજ મકાનમા થતી. સામાન્ય રીતે કોઇનું પણ કામ કરી આપવાની તેમને ઘણી ધગશ હતી.

શેઠ મગળદાસની તેમના ઉપર પુષ્કળ કૃપા હોવાથી તેમની સ્થિતિ ઉત્તરોત્તર સુધરતી ચાલી હતી, અને તેમના અવસાન સમયે તેમની બે દુકાનો તથા એક સારૂં મકાન અમદાવાદમા પોતાની પાછળ મૂકતા ગયા છે. તેમજ પોતાના મૂળ વતન ઝાઝમા પંદરથી વીસ વીઘા જમીન તથા બે સારાં મકાનો મેળવી શકયા હતા. આ ઉપરાત હિંદુસ્તાનમા આવેલા દરેક તિર્થ–સ્થળની યાત્રા એમણે અનેકવાર કરી હતી. વળી પ્રસંગોપાત્ દાન ખાતે યથાશકિત દ્રવ્ય આપતા રહી જીવન સાર્થક કર્યું હતું

જ્ઞાતિમા પોતે અગ્રગણ્ય હોવા છતા સરળ, સાદા અને નિરાભિમાની હતા. તેમની ઉદારતા અને માયાળુપણાને લીધે તેમને દરેક જગાએ અગ્રસ્થાન આપવામા આવતુ હતુ પરંતુ તે મોટાઇના કે માનના ભૂખ્યા નહોતા અને તેથી પોતે હમેશા પાછળ રહીને બીજાઓને આગળ કરવામા આનંદ માનતા તેમનો સ્વભાવ નિખાલસ અને મળતાવડો હોવાથી દરેકનુ મન તે આકર્ષી શકતા હતા. ઉનેવાળ વિદ્યાર્થીગૃહની સંસ્થાના તે મરણપર્યંત સુધીના અધ્યક્ષ હતા અને તે સંસ્થાને પોતાના બાળકની માફક પોષતા અને તેના હિત ખાતર પોતાનો સ્વાર્થ પણ જતો કરતા.

જ્ઞાતિના ઘણા ભાઇઓને તેમણે એક અથવા બીજી રીતે મદદ કરેલી હોવાથી તેમને યાદ કરનારાઓની અને ચાહનારાઓની મોટી સંખ્યા છે. તેમની યાદગીરીમા ડાહ્યાલાલે એક લહાણું કરવા ઉપરાત ઝાઝ ગામની ભાગોળે શ્રી આશાપુરી માતાની દહેરી તથા ચોતરો બંધાવ્યા છે.



## શ્રી. ધીરજરામ કેશવરામ ભટ્ટ *B. A.*

સ્વજ્ઞાતિમાં પાશ્ચિમાત્ય કેળવણીમાં સૌથી પ્રથમ ગ્રેજ્યુએટ સુધી વિદ્યાભ્યાસ કરનાર આ ભાઇ કતારગામના વતની હોઇ કેટલાએક વર્ષોથી મુંબઇમાં રહે છે.

તેમની જ્ઞાતિસેવાના અપૂર્વ સતત્ મંતવ્યોએ જ્ઞાતિના યુવક હૃદયો પર ઉંડી છાપ પાડી મુગ્ધ કર્યા છે. તેમણે પેટા જ્ઞાતિઓના ભેદભાવની અભેદ્ય દિવાલોને દૂર કરી 'આપણે એકજ ઉનેવાળ છીએ' એ ભાવના સ્વજ્ઞાતિમાં પ્રકટાવી જ્ઞાતિની સેવાભાવના પોષવા સૌમાં નૂતન જોમ રેડયું છે.

સેવાભાવે થતા હરકોઇ કાર્યમાં તેમનો ફાળો તન, મન અને ધનથી અવશ્ય હોયજ. શ્રેયકર એવા સમાજ હિતવર્ધક કાર્યોમાં પણ તેમનો ઉત્તમ ફાળો છે. તેમના સેવાભાવી જીવનની તાલબદ્ધ કાર્ય પ્રણાલી અને આદર્શો ઉચ્ચ છે.

તેઓ એક સારા લેખક છે. 'લીલાવતી' નામનું પુસ્તક તેમની અનુપમ કૃતિ છે. તેઓ હાલમાં "શ્રી ઉનેવાળ સેવક મંડળ"ના ઉપાધ્યક્ષ છે. તેમના ધર્મપત્ની સૌ. રમાગૌરી (સુરત નિવાસી સ્વ. પ્રહલ્લાદજી હસસુખરામ ભટ્ટનાં જયેષ્ઠ પુત્રી) પણ ઉચ્ચ સંસ્કારોથી સજાયેલાં હોઇ એક આદર્શ ગૃહિણી છે.



## —: ઇષ્ટદેવ મહાકાલેશ્વર :—



પુરાણ પ્રસિદ્ધ ઉન્નતપુર (ઉના-સૌરાષ્ટ્ર)માં બીરાજતા ઉનેવાળ બ્રાહ્મણોના
ઇષ્ટદેવનું પ્રાચીન જીર્ણોધ્ધૃત શિવાલય

: જ્ઞાતિનું અણમોલ રત્ન :

## પંડીતશ્રી ઓમકારનાથજી ઠાકુર



પંડીત શ્રી ઓમકારનાથજીનો જન્મ ઇ. સ. ૧૮૯૭ના જુન માસની ૨૪ મી તારીખે પેટલાદ તાલુકાના ઝાઝ ગામમાં થયો હતો. તેમના પિતાજીનું નામ સ્વ. શ્રી. ગૌરીશંકર મહાશંકર ઠાકુર છે ને માતાશ્રીનું નામ ઝવેરબા છે.

તેમનાં લગ્ન સુરતના અગ્રણી અને સમસ્ત ઉનેવાળ જ્ઞાતિના સુપરિચિત સદ્‌ગૃહસ્થ સ્વ. પ્રહ્‌લાદજીભાઇ દલસુખરામ ભટ્ટનાં સંસ્કારી પુત્રી ઇંદીરાદેવી સાથે થયા હતા.

સંગીતસમ્રાટ, સંગીતાચાર્ય, સંગીત શિરોમણી, સંગીત મહામહોદય, સંગીત રત્ન, સંગીત મહામહોપાધ્યાય વિગેરે અનેક માનવંત પદવીઓ મેળવનાર પડીત શ્રી ઓકારનાથજી ઠાકુરના નામથી કયો સંગીતપ્રેમી અજાણ હશે ? પંડીતજીએ હીંદી સંગીતનો ડંકો આખા હિન્દુસ્થાનમા જ નહી બલ્કે આખાય યુરોપમા પણ પૂર્ણ ફત્તેહમંદી સાથે બજાવ્યો છે. આવા જગમશહુર કળાકાર, ગરવા ગુજરાતીઓના ગૌરવ સમા અને ઉનેવાળ જ્ઞાતિના અણમોલ રત્નસમા પંડીતજી શ્રી ઓકારનાથજી છે.

એક વખતે ગુજરાતને સંગીતમા મુખ્ય સ્થાન હેનાતુ એમ કહીએ તો ચાલે. ગરબાજ પોતાનું સર્વસ્વ સંગીત ધન છે એમ માની, ગુજરાત મન મનાવી બેસી રહ્યુ હતુ. ગુજરાતને લલાટે ઉચ્ચ સગીતના રસથી અનભિજ્ઞ હોવાનું મોટું કલક લાગેલું હતું, કારણ એણે સદીઓ થયાં ઉચ્ચ સંગીતના સાક્ષરને જન્મ આપ્યો નહોતો. પરંતુ પંડીત શ્રી ઓકારનાથજીનો જન્મ ગુજરાતનુ એ કલક ભૂસી નાખવા કુદરતે સ[illegible]ો

પંડીત ઓંકારનાથજીએ પોતાનુ જીવન સર્વાંગ સંગીત પાછળજ વ્યતીત કર્યું છે અને હીદી સંગીન જ સપૂર્ણ છે એમ દુનીયામાં પુરવાર કરી બતાવ્યુ છે. કેટલીય સદીઓ પહેલા ગુજરાતે એક મહાન સંગીતાચાર્ય જોયો હતો ત્યારપછી સદીઓનાં અંધાર પડ ભેદીને આજે ગુજરાત એવાજ એક મહાગાયકને લાભી શકી છે એને સઘનેજ એ અત્યારે સંગીત ક્ષેત્રમા ઉચ્ચ-ગરતક રાખી ઉભી શકે છે

જણાવતા ખરેજ ખુબ આનંદ થાય છે કે, યુરોપની પ્રજા માનતી હતી કે, 'હિન્દુસ્તાન સંગીતથી અનભિજ્ઞ છે.'' તેઓએ પણ પંડીતજીના હીદી સંગીન માટે મુક્તકંઠે વખાણ કર્યાં છે. અને દુનીયાના દરેક સંગીત કરતા હીદી સંગીત ઘણુંજ ઉચ્ચ તેમજ પૂર્ણતાવાળુ છે એમ કબુલ કર્યું છે ઈટાલીના તારણહાર ગણાતા સીનોર મુસોલીનીએ જ્યારે પંડીતજીનુ સંગીત સાંભળ્યુ ત્યારે એના પર એટલી સરસ અસર થઇ, ને તે એટલે સુધી કે મુસોલીની પોતાની ખુરસીએથી એકદમ ઉઠી પંડીતજીની પાસે એદા અને ભાવભરી રીતે એમનુ સ્વાગત કર્યું

પંડીતજીના સંગીતનો પ્રભાવ કંઈ અનોખો જ છે. હૃદયસ્પર્શી સંગીત તે તેમના કંઠની માધુર્યતા છે.

ઈંગ્લાંડમા પણ પંડીતજીએ પોતાના ઉચ્ચ સંગીતથી હિંદી રાજા મહારાજાઓ તેમજ વિલાયતના અમીર ઉમરાવો-સર નાઇટો વિગેરેને મંત્રમુગ્ધ કર્યાં હતા. ત્યાની ઉમરાવોની તથા સંગીતાચાર્યોની પાર્ટીઓમા પંડીતજીને બોલાવી એમનુ ભારે ગૌરવ (સન્માન) કરવામા આવ્યું હતુ.

વેલ્સ પ્રગણામા યુરોપીય મ્યુઝીક પરીષદ ભરાઇ હતી જેમા આખા યુરોપના લગભગ ૧૫૦૦ જેટલા પ્રખર સંગીતકારો હાજર થયા હતા જેમા પંડીતજીને પણ ખાસ આમંત્રણ આપવામા આવ્યુ

અને એમની એ મુલાકાતની યાદમા આખા શહેરને ખૂબ ધામધૂમથી શણગાર્યું હતું. એ સંગીત પરીષદમા પણ પંડીતજીએ હીંદી સંગીત સર્વોપરી હોવાની ખાત્રી કરી આપી હતી જે સર્વ સગીતકારોએ પણ માન્ય રાખી હતી.

પંડીતજીને હીંદી સંગીત ઉદ્ધારની પ્રખર તમન્ના છે. એ સંગીતનું અપમાન રહેજ પણ સહી શકતા નથી સંગીતનું અપમાન થતાં એ દુર્વાસાથીય ઉગ્ર બની જાય છે અને એમની એ ઉગ્રતા ધનનંદન કે રાજામહારાજા ઉપર પણ ઉતરી પડતા અચકાતી નથી. સંગીતને જ્યા સમાન સ્થાન નથી હોતું, જ્યા ગંગીત અને સંગીતકાર તરફ ઉતરતી રીતે જોવામા આવે છે, ત્યા પંડીતજી માત્ર દ્રવ્યભોગજ આપી અટકતા નથી પણ પોતાના પુણ્ય પ્રકોપની જ્વાળાથી એ ભાવને સળગાવી મૂકે છે.

પંડીતજીના પૂજ્યગુરૂજી પરમમાનનીય પંડિતજી શ્રી વિષ્ણુ દીગમ્બરજીના મહાપ્રયાસે સંગીતના ઉદ્ધારનો અને એના પુનરૂત્થાનનો પાયો નંખાઇ ચૂક્યો છે અને આજે સંગીતકાર પ્રત્યે સમભાવ પેદા થવાનાં ચિન્હો ક્ષિતીજમા દેખાવા માડયા છે. પંડીત શ્રી વિષ્ણુ દીગમ્બરજીએ પાયો નાખ્યો છે અને એમના શિષ્યો એના ઉપર એક કીર્તીસ્થંભ રચી રહ્યા છે.

પંડીતજી શ્રી ઓંકારનાથજીએ કીર્તીસ્થભ ઉપર પોતાને હાથે કીર્તીકળશ સ્થાપવા ભાગ્યશાળી નીવડે અને પોતાના ગુરૂના અધુરા રહેલ કાર્યને સોનજ્જવલ બનાવી સપૂર્ણ કરે એમ ધારીએ તો તેમા અજુગતું અને આશ્ચર્ય જેવું શુ છે ? પંડીતજી શ્રી ઓંકારનાથજીના હિન્દુસ્તાનમા અનેક શિષ્યો છે પજાબમા મુખ્ય અને બીજે છુટા છવાયા અનેક શિષ્યો પંડીતજીને છે, જે સગીતનો પ્રચાર કરી રહ્યા છે ઇ સ. ૧૯૧૭મા પંડિતજી લાહોર ગાધર્વ મહાવિદ્યાલયના પ્રિન્સીપાલ હતા.

આર્ય સંગીતના પ્રચાર અર્થે પંડિતજી હિંદુસ્થાનના ચારે ખૂણા ઘૂમી વળ્યા છે. એકવાર, જલંધરમાં (પંજાબ) ભરાતા સંગીતાચાર્યોના મહાસંમેલનમાં હીંદ મશહુર ગાયકો આવ્યા હતા ત્યારે પંડિતજીએ પોતાની અદ્દભુત તૈયારીથી સર્વને મંત્રમુગ્ધ કર્યા હતા અને અજોડપણું સિદ્ધ કર્યું હતું.

ઇ. સ. ૧૯૨૯ કે ૩૦માં પંડિતજી નેપાળ ગયા હતા તે વખતે એક અજબ બનાવ બન્યો. પંડિતજીના પુજ્ય ગુરૂજી યાત્રાની ભક્તિથી, તબીયત સારી ન હોવા છતાં નેપાલ પહોંચ્યા હતા. તે વખતે તેઓ "રામ નામ" સિવાય અને "રઘુપતિ રાઘવ રાજારામ"ના શબ્દો સિવાય કંઇ ગાતા ન હતા. નેપાળમાં વસતા રાજાને ત્યાં નોકરી કરતા તથા મહાશિવરાત્રિની યાત્રા પર દીંહીંમાંથી ગયેલા કેટલાક ગાયકો એક સ્થળે એકઠા થયા હતા. એ મહેફીલમાં કોઇએ પુછયું કે, *क्योंजी, वो पंडित ओमकारनाथजी यहां पधारे* **है वे इस महफीलमें क्यों नहि आये ?** એક ગવૈયાએ જવાબ આપ્યો કે, **"अजीये गुनीयोंकी महफील है यहां उनकी दाल गल सकती है ! वे भजनीक के शागीर्द है बिचारे रामराम करे उनका यहां क्या काम ?"**

આ વાર્તાલાપના સમાચાર શ્રી ૩ સરકાર મહારાજા ભીમ સમશેર જંગબહાદુર સાહેબને કાને પડયા. મહારાજા સાહેબે પંડિતજી સાથે મુકાબલો કરવા માટે બધા ગવૈયાને બોલાવ્યા અને પોતાની, ધર્માધ્યક્ષની અને તાનરસખાન પાસે અભ્યાસ કરેલા ઉચ્ચ કુટુંબના સરદારોની સમક્ષ એ મુકાબલો પાંચ કલાક સુધી ચાલ્યો. છેવટે મહાગુજરાતના મહાગૌરવ સમા આપણા પંડિતજીની અગાધ વિદ્વતા જોઇ મહારાજાશ્રીએ તેમને દિગ્વિજયનું દુર્લભ સન્માન અર્પણ કર્યું. તથા "સંગીત મહામહોદય"ની ઘણી માનવંતી પદ્દીથી પંડિતજીને ભૂષિત કર્યા.

પંડિતજીએ આ રીતે ગુજરાતની ગૌરવ સૌરભને દુનિયાના ઉંચામાં ઉંચા શિખર એવરેસ્ટની તળેટીમાં વસેલા નેપાળ સુધી પહોંચાડી ગુજરાતને સદાને માટે ઋણી બનાવ્યું છે.

પંડિતજીનો કંઠ બુલંદ છતાં મધુર મીઠો અને હૃદયસ્પર્શી છે. એમનું ગળું એકવાર ઝીણામાં ઝીણો અને બુલંદમાં બુલંદ અવાજ પણ કાઢી શકે છે. એમના અવાજની "રેન્જ" સાડાત્રણ સપ્તકની ગણાય છે. જે "રેન્જ" હિન્દુસ્તાનના કોઇપણ જીવીત ગાયકની હોય એમ જાણમાં નથી. એમનો સ્વર ઉંચો છે. તેઓ સાધારણ રીતે પંચમથી ગાય છે. કોઇ પણ મોટી સભાના દરેક સભાજન વગર મહેનતે એમને સાંભળી શકે એટલો જોરદાર અને વેધક એમનો અવાજ છે. એમના ગળામાં એ માધુર્ય છે જે એમના સંગીતને સમજવા અશક્તને પણ ગાયન ન સમજવા છતાં પણ સાંભળવાની ફરજ પાડે છે. એ મીઠાશનો મોહ એને મહેફીલ છોડી જવા દઇ શકતો નથી.

પંડીતજીમાં કુદરતી બક્ષીસ અને વિદ્વતાનું એકીકરણ થયું છે અને એથી એઓ દરેકને અજેય જેવા થઇ પડયા છે. એમનું ગાયન બુદ્ધિપ્રધાન તેમજ ભાવનાપ્રધાન હોય છે એટલે એ મગજ અને હૃદય બન્નેને હલાવી શકે છે. પંડીતજીનું સંગીત શ્રોતાઓનું ભાન અને દર્દીઓનું દર્દ ભુલાવે છે. પંડીતજીનું સ્વર્ગીય સંગીત સાંભળી પોતાના 'ગાઉટ'નું દર્દ ભુલેલા મરહુમ નેપાળનરેશ હીઝ હાઇનેસ મહારાજા શ્રી ૩ ભીમ-સમશેર જંગ બહાદુર રાણા બોલી ઊઠયા હતા કે "મેં સાંભળ્યું છે કે, સંગીતથી પશુ પક્ષી મુગ્ધ થાય છે. પણ ખરેખર મારૂં 'ગાઉટ'નું દર્દ ભુલી ગયો એ મ્હેં પ્રત્યક્ષ અનુભવ્યું છે."

ભારત ભુષણ પંડીત મદનમોહન માલવીયાજી કે જેઓને હાથે પંડીત ઓંકારનાથજીને "**સંગીત-પ્રભાકર**"નો માનવંત

ખીતાબ આપવામા આવ્યો હતો. તેઓ પણ અનેકવાર કહી ચૂકયા છે કે, **एसा कौन होगा जो पंडीतजीका ललीत गभीर सगीत सुनकर मंत्रमुग्ध न होगा ?'** જ્યારે જ્યારે સાબરમતી આશ્રમમા પડીતજીનુ પધારવુ થતું ત્યારે ત્યારે મહાત્મા ગાધીજી પણ કહેતા 'આજ તો પડીતજી આવ્યા છે એટલે પ્રાર્થનાનુ ગીત એમની પાસેજ આપણે સાભળીએ પડીતજી આવે એટલે આપણને એટલો લાભ તો ખરોને, એમની પ્રાર્થનાથી આપણે પ્રેરણા મેળવીયે" .

દરેક મહાપુરૂષના જીવનની માફક પડીતજીનું જીવન પણ "અહા" અને આશ્ચર્યના ઉદ્‌ગારોમા ગરક કરે એવા અનેક અદભુત પ્રસગોથી ભરપુર છે અને જીવિત ગાયકના જીવનમા આવા ખામ નોધવા જેવા પ્રમગો ભાગ્યેજ મળે એમ છે

[૧] પડીતજીનું જલધર (પજાબ) મા ગાયન હતુ. ચોમેરથી આનદ પ્રેરીત 'વાહ–વાહ' અને સોના ચાદીની ભેટો આવી રહી હતી. સર્વનુ ધ્યાન એક બાજુએ ખેચાયુ. પડીતજીના ગાયનથી મુગ્ધ થઇ એક દરિદ્ર નારાયણે પોતાની કેટલા દીવસે પૈ પૈ ભીખ માગી એકઠી કરેલી સવા રૂપિયાની સર્વસ્વ કમાઇ પડીતજીને ચરણે ભાવપૂર્વક અર્પણ કરી એના ભાવ, પ્રીતિ અને પ્રશસાશક્તિ જોઇ સર્વ ચકિત થયા પડીતજીએ એને એની ભેટ બીજી સારી રકમ ઉમેરીને પાછી આપવા માડી પણ પડિતજીનો ખરો પ્રશમક એ કેમ પાછી લે ? એનો ભાવ પ્રેમભક્તિ અને લાગણીની યાદ માટે પડીતજીને એ ભેટ સ્વીકારવી પડી, ત્યારબાદ પાછળથી એમના લઘુબધુ શ્રી રોમેશચદ્રજીએ પડીતજીની આજ્ઞાથી એને અમુક રકમ અને મિઠાઇ પ્રમાદરૂપે પાછી આપી હતી

[૨] એક દર્દી અનિદ્રાથી પીડાતો હતો. ડૉકટરની ઘેનની દરેક દવા નિષ્ફળ નીવડી હતી. પોતાના સંગીતથી એ દર્દીને નિદ્રા આપી

શકાશે એમ પંડિતજીએ જણાવ્યું શ્રદ્ધા વગરના ડૉકતરની કલ્પનાગાં પણ એ ન આવી શક્યું પણ પંડિતજીએ રાગ પુરીયા શરૂ કરી અને એના સૂરોએ એ અનિદ્રાથી પીડાતા દર્દીને નિદ્રાની મીઠી ગોદમાં મુકી દીધો. ડૉકતરના જડવાદીપણા ઉપર મજબ ફટકો પડયો. અને એના આશ્ચર્યનો પાર ન રહ્યો.

[૩] મૃત્યુશૈયા પર પડેલા, ઘડીઓ ગણના એક મનુષ્યને પાસેના લાગમાથી પંડિતજીના સંગીતના આછા સુરો કાને અથડાયા અને એને સંગીત પ્યાસ પેદા થઇ. એણે પંડિતજીનું સંગીત બરાબર સાભળવા પોતાને છાપરા ઉપર સુવાડવા સૂચના કરી. સગાઓએ એને બહુ સમજાવ્યો પણ એણે આગ્રહ ઓછો ન કર્યો. એણે કહ્યુ, "મ્હને પંડિતજીનું સંગીત સાભળી સંતોષ પામીને મરવા દો, મ્હારી ઇચ્છા અપૂર્ણ ન રાખો. મ્હારૂં હૃદય એમનું સંગીત સાભળવા તલ્પી રહ્યુ છે તો એને તડપતુ ન રાખો"

એનો આગ્રહ અપૂર્વ હતો. એને છાપરા ઉપર ગહામુશ્કેલીએ સુકવામા આવ્યો. સંગીત સાભળવાની આતુરતામાં એ શારીરીક કષ્ટ ભૂલ્યો. એની સંગીત તૃષા પંડિતજીના સંગીતથી તૃપ્ત થઇ. એનો આત્મા મૃત્યુ વેદના ભૂલ્યો અને આનંદના ઉદધિમા નહાવા લાગ્યો. સંગીત સમેટાતું હતું અને દર્દીનો આત્મા શાંત સમાધિમાં લીન હતો સવારે ચાર વાગે સંગીતના સ્વરો નીરવતામા ડૂબી ગયા અને દર્દીનો દેહ પણ ગાઢ નિદ્રામા ઉંઘી ગયો.

જેમના સંગીતમા આવુ અજબ જાદુ ભર્યું છે એવા જગતના મહાન સંગીતાચાર્યના જન્મ થકી ઉનેવાળ જ્ઞાતિ ઉજ્જવળ છે. પંડીતજી એક ભાવનાવાદી લેખક છે તેમની કલમના આણુએ આણુમા ભાવનાના રસબિંદુઓ ઝળકે છે તેઓ કવચિત્ "શ્રી ઉનેવાળ બંધુ"મા લખે છે.

તેમની જ્ઞાતિસેવા પણ સદ્ભાવભરી છે. ગમે તેટલી સામાજીક પ્રવૃત્તિઓમાં રોકાયેલા હોવા છતાંય જ્યારે જ્ઞાતિને જરૂર પડે ત્યારે આવીને તે કાર્યમાં સ્વશક્તિ સહ પ્રાણ અર્પે છે તેઓની જ્ઞાતિ સેવા (તન, મન અને ધનની)નો હિસ્સો પણ ઘણો અગાધ છે

તેઓ શ્રી ઉનેવાળ સેવક મંડળના મુંબઈમાં ભરાયેલા ૧૩મા વાર્ષિક સંમેલનના ઉપ-પ્રમુખ હતા તથા એજ મંડળના ભરૂચમાં ઉજવાયેલા ૧૦મા વાર્ષિક સંમેલનની સફળતા તેમનેજ આભારી છે વળી તેઓ શ્રી ઉનેવાળ સેવા સમાજના પ્રથમ વાર્ષિક મહોત્સવના પ્રમુખ હતા તથા શ્રી ઉનેવાળ સુધારક યુવક મંડળના અમદાવાદમાં ભરાયેલા અધિવેશનના પ્રમુખસ્થાને બીરાજ્યા હતા.

તેમનો સ્વભાવ માયાળુ અને હર્ષિત છે જ્ઞાતિની સર્વ પ્રકારે ઉન્નતિ ઇચ્છતું એવું એમનું હૃદય છે

## સ્વ ઇંદીરાદેવી ઓમકારનાથજી ઠાકુર

સ્વ બ્હેન ઇંદીરાદેવીનો જન્મ સંવત ૧૯૬૬ના ભાદરવા વદ ૪ના દિને સુરતમાં થયો હતો તેઓ સુરતના વતની સ્વ પ્રહ્લાદજી દલસુખરામ ભટ્ટના સરકારી પુત્રી હતા.

તેમને પોતાના ટૂંક છતાં ધન્ય જીવનમાં આજના સમાજનો સાચો સ્ત્રી આદર્શ પૂરો પાડયો છે તેમનું જીવન સેવાભાવી હોઇ ઉચ્ચ હતું. ભાવનાઓ પણ ઉચ્ચતમ હતી તેમના સદ્ગુણોની વિશાળતાઓ કુટુંબ પ્રેમ, પતિપરાયણતા અને આદર્શ ગૃહિણીને છાજે તેવી ગૃહવ્યવસ્થા વિ મુખ્ય હતી

તેમના શુભ સ્મરણાર્થે "શ્રી ઉનેવાળ બંધુ" તરફથી એક સુંદર સ્મારક અંક નામે 'ઇંદીરા સ્મારક અંક' બહાર પડયો હતો. તેમનું અણધાર્યુ મૃત્યુ સંવત ૧૯૮૯ના અષાડ વદ ૯ના દિને થયું આથી તેમની જ્ઞાતિસેવા કરવાના અપૂર્વ કોડ અધૂરાજ રહ્યા

## —: 'સેવા સમાજ' ના માનદ મંત્રી :—



શ્રી લક્ષ્મીશંકર બાબરલાલ ભટ્ટ

## સ્વ. મણિશંકર શિવશંકર પંડ્યા

સ્વ મણિશંકરભાઇનો જન્મ અમદાવાદમા થયો હતો તેમનુ મુળ વતન ઇંદ્રોડા (દંદ્રાય) છે તેમના પિતાશ્રીનુ નામ શ્રી જેઠારામ તથા માતુશ્રીનુ નામ શિવકોરબા હતુ

તેઓ અમદાવાદની સેસન્સ જજના દફતરખાતામા માસિક રૂા ૪૦ ના પગારથી નોકરી કરતા હતા નોકરી કરવામા તેમની કુનેહ સારી હતી. તેમના ભાઇનુ નામ શ્રી લલ્લુભાઇ હતુ જ્ઞાતિના સેવા કાર્યમા પણ તેમની પ્રફૂલ્લતા અજબ હતી તેમનુ બાળપણ લગભગ મોસાળમાજ વ્યતીત થયુ હતુ ને ત્યા રહી તેમણે કેળવણી લીધી હતી

આપણી જ્ઞાતિના દાનવીર ગૃહસ્થોમા તેમનુ નામ પ્રથમ છે રૂા ૧૦૦૦)નુ એકકી સાથે દાન આપનાર સદ્‌ગૃહસ્થ તેઓ છે અમદાવાદના 'વિદ્યાર્થી' ગૃહ'ને રૂા ૧૦૦૦)નુ દાન તેમને કર્યું હતુ અને તે ઉપરાત પણ તેઓ યથાશક્તિ દાન પ્રસગોપાત્ જ્ઞાતિમા ચાલતી સસ્થાઓને આપતા હતા

જણાવતા ઘણોજ ખેદ થાય છે કે તેમણ વિ ગૃહ જેવી તે વખતે સારી કહેવાતી સસ્થાને જે દાન કરેલુ, તેનુ નામ નિશાન કે તે દાનવીરનુ યોગ્ય સ્મારક કરવામા પણ 'ગૃહ'ના સચાલકોએ અદ્યાપીપર્યંત કાગળ્ઞ સેવી નથી

આવા દાનવીરોની મહત્તા જરૂર આભાવવી જોઇએ ને તેમનુ યોગ્ય સ્મારક પણ થવુ જોઇએ કારણકે તેમના જેટલુ દાન તે વખતે કે તે પહેલા કોઇ પણ જ્ઞાતિબધુએ કોઇપણ સસ્થાને કરેલુ નથી એટલે '*પ્રથમ દાનવીર*' તરીકેનો હક્ક તેમને જરૂર ઘટે છે

તેમને કરેલી જ્ઞાતિસેવા પણ સર્વવિદિત છે તેમનુ ઓચિન્તુ અવસાન સવત ૧૯૮૧ ॥ માગશર વદ ૯ના દિને થયુ આથી જ્ઞાતિએ એક ઉદાર દાનવીર ખોયો છે

# સ્વ. રામચંદ્ર કેશવરામ ભટ્ટ

—(૦)—

સ્વ રામચંદ્રભાઇનો જન્મ સંવત ૧૯૩૪ મા થયો હતો. તેઓ કતારગામના વતની હતા. આપણી જ્ઞાતિમા તેઓએ પહેલ વહેલી મેટ્રીકની પરીક્ષા સવત ૧૯૫૦ મા આપી હતી ને તેમા સફળતાથી ઉત્તિર્ણ થયા હતા.

ભાવનગર રાજ્યમા રેલ્વે-સેક્રેટરી અને રેલ્વે-સ્ટોરકીપર જેવા જોખમદારીના હોદ્દા પર તેઓ ઘણા વર્ષો સુધી રહ્યા હતા. વળી ફર્સ્ટ કનાસ ઓફીસર તરીકે સ્પેશીયલ સલુન વાપરવાનો હક્ક તેમને રાજ્યની રેલ્વે કુા. તરફથી હતો

તેઓ જ્ઞાતિ માહે ચાલતી વિદ્યા-પ્રચારની પ્રવૃત્તિઓમા ઉડો રસ લેતા અને તેને ઉદ્દામ મદદ કરતા 'શ્રી ઉનેવાળ સેવક મડળ' ના અમદાવાદમા ભરાયેલા સમેલનમા તેઓ ઉપ-પ્રમુખ સ્થાને બીરાજ્યા હતા. વળી તેમણે સવત ૧૯૯૩ મા (ચાલુ સાલે) ઉજવાયેલા 'સેવક મડળ'ના રજત મહોત્સવ પ્રસગના પ્રમુખપદનો પોતાની નાદુરસ્ત તબીયતને લીધે અસ્વીકાર કર્યો હતો.

તેમના વિચારો આદર્શ અને પ્રગતિવાન હતા તેમને ધાર્મિક કર્મકાડમા દઢ શ્રદ્ધા હતી ને તેઓ જૂનવાણી રિવાજો છોડવાનો સર્વને આગ્રહ કરતા જ્ઞાતિના બાળકો ઉચ્ચ કેળવણી પ્રાપ્ત કરે, એવી તેમની જીવનપર્યંત મહેચ્છા હતી ને તેથીજ કરી તેમનુ કુટુબ આજે ઉચ્ચ કેળવણીમા અગ્રસ્થાન ભોગવે છે

તેમનું ૬૦ વર્ષની પુખ્ત ઉમરે એટલે સવત ૧૯૯૩ના ફાગણ સુદી ૫ ના દિને શોકજનક અવસાન થયુ છે

## રા. બહેચરલાલ હરજીવન પંડયા

રા. બહેચરલાલભાઇનો જન્મ સંવત ૧૯૪૬ના ભાદરવા સુદ ૧૫ ના દિને અમદાવાદમાં થયો. તેઓ દંઢાવ ચોરાના બોરીજ ગામના વતની છે.

તેમનું અત્યારસુધીનું જીવન અનેક સેવાભાવી પ્રસંગોથી ભરપુર છે. તેઓએ દંઢાવ ચોરામાંથી કેટલાએક જુના જ્ઞાતિ ધારાઓને સદાને માટે તિલાંજલી અપાવી પોતાનું (તે ચોરાનું) અગ્રણીપદ દીપાવ્યું છે.

જ્ઞાતિ હિતાર્થે થતી દરેક પ્રવૃત્તિઓમાં તેમનો અમૂલ્ય ફાળો તો હોયજ. તેઓ અમદાવાદ વિ૦ ગૃહની સ્થાપક કમિટીના એક મધ્ય છે. વળી 'શ્રી ઉનેવાળ સેવા સમાજ'ની આજદિન સુધીની પ્રગતિ ખરેખર તેમને આભારી છે. યુવકો સાથે હળીમળી જ્ઞાતિ કાર્ય કરવું તથા યુવકોને સાચો સેવા માર્ગ બતાવવો એ તેમના લાક્ષણિક સદ્દગુણો છે.

તેઓ 'શ્રી ઉનેવાળ સેવા સમાજ' ના અધિષ્ઠાતાપદે પ્રથમ બે વર્ષ સુધી હતા. તેઓ ઉમરે વૃદ્ધ છે છતાં વિચારોએ હજુ યુવાન છે. ને તેને લીધેજ જ્ઞાતિનો યુવકવર્ગ તેમના ઉદાર વિચારો તરફ આકર્ષાય છે. 'સેવા સમાજ' તરફની તેમની અમીદૃષ્ટિ તથા એ મંડળને વધુ પ્રગતિવાન નીરખવાની તેમની અભિલાષા કોઇ દૈવી શકિતરૂપે છે. વળી જ્ઞાતિ માહેની તમામ પ્રવૃત્તિઓ તરફ એક મરણી આંખથી નિહાળનાર તેઓ દાનશીલ ગૃહસ્થ છે. આ પુસ્તકને પ્રસિદ્ધી આપવાની પ્રથમ પ્રેરણા પણ તેમનેજ પાઇ હતી.

સવંત ૧૯૯૩માં (ચાલુ સાલે) ઉજવાયેલા 'શ્રી ઉનેવાળ સેવક મંડળ'ના 'રજત મહોત્સવ' સમયે તેમણે ઉપ-પ્રમુખસ્થાન દીપાવ્યું છે.

તેઓ ગુજરાતના નવે ચોરાના સુપરિચિત જ્ઞાતિબંધુ હોઇ સેવાભાવી છે ને જ્ઞાતિહિતના પ્રવૃત્તિઓમા ઉત્સાહથી સારો ભાગ લે છે. તેમના વિચારો ઉચ્ચ છે જ્ઞાતિના બાળકો આદર્શ બને એવી તેમની હરહમેશની મહેચ્છા છે. તેઓ કેટલાકએક વર્ષોથી અમદાવાદમા રહે છે.

## સ્વ. મણિશંકર શિવશંકર પંડ્યા

સ્વ મણિશંકરભાઇનો જન્મ અમદાવાદમા થયો હતો. તેમનુ મુળ વતન ઇદ્રોડ (ઇડાય) છે તેમના પિતાશ્રીનું નામ શ્રી જેઠારામ તથા માતુશ્રીનુ નામ શિવકોરબા હતુ

તેઓ અમદાવાદની સેસન્સ જજના દફતરખાતામા માસિક રૂ. ૪૦ ના પગારથી નોકરી કરતા હતા. નોકરી કરવામા તેમની કુનેહ સારી હતી. તેમના ભાઇનુ નામ શ્રી. લલુભાઇ હતુ. જ્ઞાતિના સેવા કાર્યમા પણ તેમની પ્રફૂલ્લતા અજબ હતી. તેમનું બાળપણ લગભગ મોસાળમાજ વ્યતીત થયુ હતુ ને ત્યા રહી તેમણે કેળવણી લીધી હતી

આપણી જ્ઞાતિના દાનવીર ગૃહસ્થોમા તેમનુ નામ પ્રથમ છે રૂ. ૧૦૦૦)નુ એકકી સાથે દાન આપનાર સદ્‌ગૃહસ્થ તેઓ છે અમદાવાદના 'વિદ્યાર્થી ગૃહ'ને રૂ ૧૦૦૦)નુ દાન તેમને કર્યું હતુ. અને તે ઉપરાત પણ તેઓ યથાશક્તિ દાન પ્રસગોપાત્ જ્ઞાતિમા ચાલતી સસ્થાઓને આપતા હતા

જણાવતા ઘણોજ ખેદ થાય છે કે, તેમણે વિ ગૃહ જેવી તે વખતે સારી કહેવાતી સસ્થાને જે દાન કરેલું, તેનુ નામ નિશાન કે તે દાનવીરનુ યોગ્ય સ્મારક કરવામા પણ 'ગૃહ'ના સંચાલકોએ અદ્યાપીપર્યંત કાળજી સેવી નથી

આવા દાનવીરોની મહત્તા જરૂર અકાવવી જોઇએ ને તેમનુ યોગ્ય સ્મારક પણ થવુ જોઇએ કારણકે તેમના જેટલુ દાન તે વખતે કે તે પહેલા કોઇ પણ જ્ઞાતિબધુએ કોઇપણ સસ્થાને કરેલુ નથી એટલે **'પ્રથમ દાનવીર'** તરીકેનો હકક તેમને જરૂર ઘટે છે.

તેમને કરેલી જ્ઞાતિસેવા પણ સર્વવિદિત છે. તેમનુ દેહવિલય અવસાન સવત ૧૯૮૧ના માગસર વદ ૯ના દિને થયુ. આથી જ્ઞાતિએ એક ઉદાર દાનવીર ખોયો છે

# સ્વ. રામચંદ્ર કેશવરામ ભટ્ટ

—(૦)—

સ્વ રામચંદ્રભાઇનો જન્મ સંવત ૧૯૩૪ મા થયો હતો. તેઓ કતારગામના વતની હતા. આપણી જ્ઞાતિમા તેઓએ પહેલ વહેલી મેટ્રીકની પરીક્ષા સંવત ૧૯૫૦ મા આપી હતી ને તેમા સફળતાથી ઉત્તિર્ણ થયા હતા.

ભાવનગર રાજ્યમા રેલ્વે-સેક્રેટરી અને રેલ્વે-સ્ટોરકીપર જેવા જોખમદારીના હોદ્દા પર તેઓ ઘણા વર્ષો સુધી રહ્યા હતા. વળી ફર્સ્ટ ક્લાસ ઓફીસર તરીકે સ્પેશીયલ સલુન વાપરવાનો હક્ક તેમને રાજ્યની રેલ્વે કુ. તરફથી હતો.

તેઓ જ્ઞાતિ માટે ચાલતી વિદ્યા-પ્રચારની પ્રવૃત્તિઓમા ઉંડો રસ લેતા અને તેને ઉદામ મદદ કરતા 'શ્રી ઉનેવાળ સેવક મંડળ' ના અમદાવાદમા ભરાયેલા સમેલનમા તેઓ ઉપ-પ્રમુખ સ્થાને બીરાજ્યા હતા. વળી તેમણે સવત ૧૯૯૩ મા (ચાલુ સાલે) ઉજવાયેલા 'સેવક મંડળ'ના રજત મહોત્સવ પ્રસંગના પ્રમુખપદનો પોતાની નાદુરસ્ત તબીયતને લીધે અસ્વીકાર કર્યો હતો.

તેમના વિચારો આદર્શ અને પ્રગતિવાન હતા તેમને ધાર્મિક કર્મકાંડમા દ્દઢ શ્રદ્ધા હતી ને તેઓ જૂનવાણી રિવાજો છોડવાનો સર્વને આગ્રહ કરતા જ્ઞાતિના બાળકો ઉચ્ચ કેળવણી પ્રાપ્ત કરે, એવી તેમની જીવનપર્યંત મહેચ્છા હતી ને તેથીજ કરી તેમનુ કુટુંબ આજે ઉચ્ચ કેળવણીમા અગ્રસ્થાન ભોગવે છે

તેમનું ૬૦ વર્ષની પુખ્ત ઉમરે એટલે સવત ૧૯૯૩ના ફાગણ સુદી ૫ ના દિને શોકજનક અવસાન થયુ છે

## સ્વ. શંકરલાલ ગીગાભાઇ જોષી

સ્વ૰ શંકરલાલભાઈનું મૂળવતન રાણુલા છે. 'શ્રી ઉનેવાળ સેવક મંડળ'ના જન્મ પ્રતિહાસમાં તેમનું નામ સુવર્ણાક્ષરી અક્ષરે લખાયેલું છે. તેઓ એ મંડળના પહેલાજ અધ્યક્ષ હતા. તેમના નૈસર્ગિક ઉત્સાહથી 'સેવક મંડળ' માં પ્રાણ પૂરાયો. જ્ઞાનિહિત હૈડે રાખી સતત્ જ્ઞાતિસેવા બજાવનાર તેઓ આદર્શ અને ઉત્સાહી કાર્યકર્તા હતા. વળી નાયળીઆ ભાઇઓમાંના તેઓ એક સાચા અને માર્ગદર્શક આગેવાન હતા.

સંવત ૧૯૭૧ માં તેઓ કૈલાસવાસી થયા. આથી "સેવક મંડળ"ને તથા સમસ્ત જ્ઞાતિને એક સાચા માર્ગદર્શક આગેવાનની ખોટ પડી છે.

---

## બ્હેન ચંદ્રાલક્ષ્મી રામચંદ્ર ભટ્ટ *G. A.*

ઉનેવાળ જ્ઞાતિની સ્ત્રી કેળવણીમાં અગ્રણીપદ પ્રાપ્ત કરનાર આ બ્હેન સુરતના વતની સ્વ. રામચંદ્ર કેશવરામ ભટ્ટનાં પુત્રી થાય છે. તેમનો જન્મ, તેમના પ્રપિતા સ્વ. કેશવરામ ફકીરભાઈ ભટ્ટ જયારે લાઠીમાં મર ન્યાયાધીશના પદે હતા ત્યારે થયો હતો.

તેઓએ કન્યા કાળમાં ગુજરાતી સાત ચોપડી તથા અંગ્રેજી ત્રણ ધોરણ સુધીનો અભ્યાસ કરી સાથે સાથે સંસ્કૃત અને ગુજરાતી સાહિત્યનો પણ ઘણોજ સુંદર અભ્યાસ કર્યો હતો. તેઓએ "હિંદી મહીલા વિશ્વ વિદ્યાલય"ની મેટ્રીક અને પ્રીવીઅસની કપરી પરીક્ષાઓ પસાર કરી ત્રણ વર્ષનો ખંતપૂર્વક અભ્યાસ કરી હાલમાંજ (ચાલુ સાલે અને ૧૯૩૭) તેઓ G. A. (ગ્રેજ્યુએટ ઓફ આર્ટસ)ની માનવંત પરીક્ષામાં ઉત્તિર્ણ થયાં છે. તેઓ હજી પણ વધુ વિદ્યાભ્યાસ કરવા ઇચ્છે છે.

## રા. રેવાશંકર લાધારામ જાની

• રા રેવાશકરભાઇ દેલવાડાના વતની હોઇ આજે કેટલાએક વર્ષોથી મુબઇમા વસે છે તેઓ 'શ્રી ઉનેવાળ સેવક મડળ'ના સ્થાપકોમાના એક હોઇ નિડર અને અખડ સેવાભાવી કાર્યકર્તા છે તેમને કરેલી જ્ઞાતિસેવા અત્યત આવકારદાયક છે

• જ્યારથી તેઓ સ્વ શકરલાલ ગીગાભાઇ જોષી પછી 'સેવક મડળ'ના અધ્યક્ષસ્થાને આવ્યા ત્યારથી મડળની કીર્તિના ચોમેર પડઘા વાગ્યા તેમની કાર્યદક્ષતા અને નિપુણતા ભલભલા સેવકોને ઝાખી આપે એવી છે જ્ઞાતિનું હિત સર્વ સંપૂર્ણપણે કઇ રીતે થાય ને તે માટે શા શા અગિરથ પ્રયત્નો આદરવા જોઇએ, એ મર્મ તાત્વીક વસ્તુઓ લક્ષ્યમા રાખી તેમણે એકધારી અને સગીન જ્ઞાતિસેવા બજાવી છે

તેઓ પ્રથમ, જ્યારે મડળના સેવકોમા ઉત્સાહ પ્રેરતા ત્યારે તેમની મુખાકૃતિના ભાવો નિહાળનારને પ્રત્યક્ષ પ્રતિતિ થતી કે, તેઓ એક સાચા અને માર્ગદર્શક આગેવાન છે. આજે આવા અનેક માર્ગદર્શક આગેવાનોની આપણી જ્ઞાતિને જરૂર છે સ્વ. લલ્લુભાઇ શકરભાઇ ભટ્ટની અને સ્વ. શકરલાલ ગી. જોષીની જ્ઞાતિને પડેલી અસહ્ય ખોટ પૂરવા તેમને ભાગિરથ શક્તિ ખર્ચી છે ને તેમા કેટલાક અશે તેઓ ફળીભૂત પણ થયા છે.

'સેવક મડળ'ના કીર્તિકલાપમા તેમનો મોટો ફાળો છે. જ્ઞાતિસેવા માટેનો તેમનો ઉત્સાહ અનત અને વીરલ છે મડળના પ્રતિવર્ષે ઉજવાતા સમેલનોની અણધારી સફળતામા પણ તેમનો યોગ્ય હિસ્સો છે તેઓ આદર્શ વીર પુરૂષ છે એક ઉત્તમ નેતાને છાજે તેવો આદર્શ તેમનામા છે ને તેના પેય જ્ઞાતિએ ઘણાય પીધા છે – પીતી રહેશે

આ વર્ષે ઉજવાયેલા 'રજત મહોત્સવ' સમયે તેમનો હર્ષ માતો ન્હોતો દિલમાં એકજ દર્દ હતું કે, આ પ્રસંગે સ્વ થયેના સાથીદારો હોત તો પ્રસંગ કેટલો બન્ય દીપત! હવે પછી કો' નવિન ઉત્સાહથી જ્ઞાતિનું સેવાકાર્ય કરવાની તેમની પ્રેરણાએ સૌના દિલમાં અનેરૂં સ્થાન મેળવ્યું હતું ને તે પ્રેરણા ઉજ્જવળ જ નીવડશે

'સેવક મંડળ' ના ઘણુંખરા સ્થાપકો જીવન ધન્ય કરી સ્વર્ગે સીધાવ્યા છે રા રેવાશંકરભાઇને તો પોતાના સહકારી સેવકો તૂટતા જણાય છે એમના છેલ્લા અને પીઢ સાથીદાર રા પ્રહલાદજીભાઈ હતા ને તે પણ આ વર્ષે તેમને આશ્રયે 'મંડળ'નું તથા સમસ્ત જ્ઞાતિસેવાનું નાવ છોડી ચાલ્યા ગયા ઇચ્છીએ કે, રા રેવાશંકરભાઇ જ્ઞાતિ–સેવાના યજ્ઞમાં દિનપ્રતિદિન વધુ ફાળો નોંધાવશે.

## રા. બાબરલાલ રવિશંકર ભટ્ટ

રા બાબરલાલભાઇ બુવેજ (ચરોતર)ના વતની હોઇ હાલ કેટલાએક વર્ષોથી દક્ષિણ હૈદ્રાબાદમાં રહે છે તેમણે નાનપણમાંજ સારો વિદ્યાભ્યાસ કર્યો હતો

તેમની કુનેહ પ્રશંસનીય છે તેમણે તેમના સુપુત્રો–શ્રી લક્ષ્મીશંકર અને શ્રી મોહનલાલને સારી કેળવણી તથા સંસ્કાર આપ્યા છે શ્રી લક્ષ્મીશંકરમાં યુવક તરીકેનું સાચું માનસ છે તેમની પાસે જ્ઞાતિ સારી સેવાની આશા રાખે છે તેઓ હાલમાં ૧।। વર્ષથી "શ્રી ઉનેવાળ સેવા સમાજ"ના મંત્રીપદે છે અને તે સ્થાન ઉપર રહી તેઓ યથાશક્તિ તન મન અને ધનથી જ્ઞાતિસેવા બજાવી રહ્યા છે રા. બાબરલાલભાઇના ઉત્તમ સંસ્કારોથી સજાયેલા શ્રી લક્ષ્મીશંકર એક સારા કાર્યકર્તા છે

બાબરલાલભાઇ હૈદ્રાબાદ જેવા દૂર શહેરમાં રહીને પણ જ્ઞાતિસેવાની પ્રેરણા અનેકને આપી રહ્યા છે તેઓ સૌ યુવકોને 'સાચા સેવક' બનવાની હાકલ ગજવી રહ્યા છે તેમના પુત્રો પણ આજે જ્ઞાતિસેવા બજાવી રહ્યા છે તેમની આર્થિક સ્થિતિ સારી હોઇ તેઓ યથાશક્તિ દ્રવ્યનો પણ જ્ઞાતિસેવામાં ફાળો આપી રહ્યા છે

# સ્વ. મેઘજી હરજીવન પુરોહિત

જ્યોતિર્વિદ્ સ્વ મેઘજી હરજીવન પુરોહિતનો જન્મ સંવત ૧૯૦૮મા દેલવાડા પાસે આવેલા વાસોજ ગામમા થયો હતો. તેમના પિતાશ્રીનુ નામ સ્વ. હરજીવન ભવન હતુ ને માતાનું નામ મુળીબાઇ હતું.

તેમણે મુળથી ગરીબ સ્થિતિને લીધે ઘણા કષ્ટો ભોગવીને પણ ગુ. મેઘજીને શિહોર, ભાવનગર વિ સ્થળે ભણવા મોકલેલા હતા.

તેમનો સાહિત્ય વિષયનો શોખ અપૂર્વ હતો સાહિત્ય વિષયના હજારો સંસ્કૃત શ્લોકો તથા વ્યવહારીક જ્ઞાન સાથે ગમ્મત આપતા અનેક ટુચકાઓ તેમને કંઠસ્થ હતા તેમની સ્મરણશક્તિ દૈવી પ્રેરણા રૂપ હતી તેઓ જ્યોતિષનું કાર્ય ચોક્કસ ગણિત કરી બનાવતા હતા. તેઓ પોતાની આ વિદ્યાથી ઉના, દેલવાડા, દીવ અને આજુ બાજુના કસ્બાઓમા પ્રસિદ્ધ હતા.

સ્વ મેઘજી પુરોહિતે જ્યોતિષ અને સાહિત્ય વિષયમા સરસ જ્ઞાન પ્રાપ્ત કર્યું હતુ તેમનુ લગ્ન સ્વ. ગણેશ કરસનજી ભટ્ટની પુત્રી કુકાબાઇ સાથે થયુ હતુ તેઓ જ્ઞાતિમા પ્રતિષ્ઠિત અને વિદ્વાન હતા. તેઓ જ્યોતિષના કાર્યમા અગ્રણી હતા તથા ધર્મપરાયણ હતા તેમને ચાર પુત્રો નામે પ્રભુજી, રણછોડ, રેવાશંકર અને દયાશંકર તથા ૩ પુત્રીઓ નામે તાપી, જેકોર અને વેલી હતા

કૈ મેઘજીએ પોતાની હયાતીમાજ તેમના પુત્રોને ઉચ્ચ શિક્ષણ અને સસ્કાર આપ્યા હતા. તેમના ધર્મપત્નિ સૌ કુકુમબાઇ તેમના કૈ. વાસ પૂર્વે ૨૦ વર્ષ પૂર્વેજ લીલી વાડી મૂકીને સ્વ થયા હતા

તેઓ સ્વભાવે આનંદી અને મળતાવડા હતા. વળી ધર્મપ્રેમની અનત પરિસિમા પણ તેમના જીવનમા દશ્યમાન થતી હતી.

પોતે ચુસ્ત સનાતની હોઇ હંમેશાં સાદો પોષાક શરીર ઉપર ધારણ કરતા હતા. તેમની શારીરીક શક્તિ સારી હોવાને લીધેજ પોતે લાંબું દીર્ઘાયુષ્ય ભોગવી શકયા હતા. સદા સાચી નીતિથી ચાલવું અને ધર્મ પરાયણ રહેવું, એ એમની મહત્વાકાંક્ષી મનોભાવના હતી.

તેમણે પોતાના પુત્ર રેવાશંકર સાથે કાશી, પ્રયાગ, બુદ્ધ ગયા, અયોધ્યા, ગોકુલ, મથુરા, વૃંદાવન, નાસિક, દ્વારકા, ડાકોર, ગિરનાર, પ્રભાસપાટણ વિ. તીર્થસ્થળોની પુનિત યાત્રાઓ કરી હતી. તેઓ નિરાભિમાની હોઇ ઘણાજ મગળ સ્વભાવથી અનેક સ્વજનોને કોઇ પણ બાબત પરત્વે સાચી સલાહ આપતા. તેમની પાસે ગૂઢ જ્યોતિષ વિદ્યા હતી કે જેને લીધે તેઓ અનેકના પ્રશંસક બન્યા હતા.

તેઓએ એક (?) ગુરૂની અથાગ સેવા કરી આ વિદ્યા સંપાદન કરી હતી. ગુરૂએ પણ પ્રેમભાવથી પોતાની કરેલી સેવાના બદલામાં એ વિદ્યા બક્ષિસ આપી દીધી. કે. મેઘજી સ્વજ્ઞાતિ સિવાય અન્ય બ્રાહ્મણના હાથનું બનાવેલું ભોજન જમતા ન્હોતા. તેમના નિત્યકર્મ (પૂજાપાઠ)માં સન્ધ્યા, રૂદ્રી, બ્રહ્મકવચનોપાઠ, ગાયત્રી જપ અને ઇષ્ટદેવની પૂજા મુખ્ય હતા.

તેમની સંપત્તિ પણ સારા માર્ગે વપરાઇ છે. દર વર્ષે અમુક નિશ્ચીત રકમ જ્ઞાતિ હિતાર્થે તેઓ અર્પણ કરવા ચૂકતા નહિ. આપણી જ્ઞાતિમા તેઓ એક આદર્શ પુરૂષ થઇ ગયા છે. અને તેમના સુપુત્રો પણ હાલ સ્વપિતાના નામને ઉજ્જવળ કરે તેવા સમૃદ્ધ, સેવાભાવી અને વિદ્વાન છે

કે. મેઘજી અજાતશત્રુ જેવા હોવાથી તેમના ગુણ ગાનારાઓ આજે ઘણા છે.

મેઘજીભાઇનો કૈલાસવાસ ૭૨ વર્ષની પાકી વયે એટલે સંવત ૧૯૭૯ ના આસો સુદ ૧૫ ના દિને થયો.

+: 'સેવા સમાજ'ના ઉત્પાદક :+



શ્રી બાલકૃષ્ણ ઉત્તમરામ ઉપાધ્યાય

— આદર્શ જ્ઞાતિ રત્ન —



શ્રી ગીરધારીલાલ મોતીરામ ભટ્ટ



સ્વ જ્યોતિર્વિદ મેઘજી હરજીવન પુરોહિત

— દેલવાડા —

## રા. અંબાલાલ ઇશ્વરલાલ ભટ્ટ

રા. અંબાલાલભાઇ વતરા (ચરોતર)ના વતની હોઇ આજે કેટલાએક વર્ષોથી અમનપુર (તા–જંબુસર) રહે છે. તેમના પિતાનું નામ શ્રી ઇશ્વરલાલ મોતીરામ ભટ્ટ હતુ તેમનું લગ્ન ઝાઝના વતની શ્રી. જેઠારામ ઠાકરના પુત્રી રેવાબ્હેન સાથે થયુ હતુ.

તેઓ નાનપણથીજ ગરીબ સ્થિતિમાં ઉછરેલા હોઇ તેમનું જીવન એક આદર્શવાદીને શોભે તેવું છે. પોતાની સ્થિતી સામાન્ય હોવા છતાય જ્યારે સં. ૧૯૫૬ અને સં. ૧૯૬૯મા દુષ્કાળ પડેલા ત્યારે તેઓએ પોતાના સર્વ કુટુંબની સારી સેવા બજાવી હતી. જે કુટુંબસેવાનુ તાદ્દશ્ય ઉદાહરણ પૂરૂં પાડે છે.

તેમને પિતૃવારસામા કંઇજ ન્હોતુ છતા પોતાની બુદ્ધિ, શકિત અને કુનેહથી તેઓએ નાનપણથીજ પોતાની અને પોતાના કુટુંબની સારી પ્રગતિ કરી હતી. અને એ એમની કુનેહથી તેઓને બે ગામની યજમાનવૃત્તિ બક્ષિમ તરીકે મળી હતી. જેમ જેમ તેમની સ્થિતિ ઇશ્વરકૃપાએ સુધરતી ચાલી તેમ તેમ તેઓએ ૨ ઘરો અને ૪૫ એકર જમીન ખરીદી અને આમ તેમના જીવનની વધુ પ્રગતિ થઇ. તેઓ સરળ હૃદયના, શાંત સ્વભાવના અને માયાળુ છે. તેમનો પહેરવેશ હંમેશાને માટે સાદો છે. કારણ કે તેમાજ તે પોતાનુ જીવન ગૌરવ માને છે.

તેમનું શરીર સશકત છે. તેમને અત્યારસુધી કેટલીયે લીલી–સુકી વેઠી છે. તેઓએ હિન્દુસ્થાન માહેના લગભગ તમામ તીર્થસ્થળોની યાત્રા કરી છે. તેમના ધર્મપત્ની સૌ. રેવાબ્હેન પણ સંસ્કારી અને આદર્શ ગૃહિણી હતા સૌ રેવાબ્હેન પોતાની પાછળ લીલી વાડી મૂકીને સંવત ૧૯૮૧મા કૈલાસવાસી થયા.

તેમના સુપુત્રોના નામ–શ્રી. મહેશ્વરભાઇ અને શ્રી. દલસુખરામ છે અને પુત્રીઓના નામ મણિગગા, લલિતાગૌરી તથા જયાગૌરી છે. પુત્રીઓ સૌ.ગ શ્વસુરગૃહે છે અને સુખી છે.

શ્રી. મહેશ્વર અબાલાલ ભટ ('ઉ. બંધુ'ના સચાલક) અને શ્રી. દલસુખરામને જ્ઞાતિની મુગી સેવા કરવાની પ્રેરણા આપનાર તેમના પિતાશ્રી રા. અ બાલાલભાઈ છે. તેમનો જ્ઞાતિ પ્રત્યેનો પ્રેમ અગાધ છે. તેઓ તો એક દિવસ બન્ને પુત્રોને ઉદ્દેશીને કહેતા હતા કે, "જ્ઞાતિ તમારી પાસે જે સેવા માગે તે તમો રાજીખુશીથી અને મૌનપણે (મુગી) આપજો ને તે માટે જરૂર તમોને કનકેશ્વરી માતા મદદ કરશે." આ દશ કે બાર વર્ષ ઉપર બોલાએલા તેમના વચનો આજે સત્ય ઠરે છે. બન્ને ભાઈઓની મુગી સેવા સર્વવિદિત છે

જેણે આવા સુપુત્ર જ્ઞાતિરત્નોને જન્મ આપ્યો છે તે જનેતાને હજારો વાર વદન છે. અને એ રત્નોને કેળવણી તથા સસ્કાર અર્પી ઉજ્જવળ બનાવવામા તેમના પિતાશ્રી રા. અ બાલાલભાઈના આત્મભોગ પણ કયા ઓછો છે ?

શ્રી દલસુખરામને દશ વર્ષનો મૂકી તેમના માતુશ્રી દેવલોક પામ્યા હતા. ત્યારપછી તેઓ તેમના વડિલબધુ શ્રી મહેશ્વરભાઈને ત્યા ભણીગણી, સસ્કાર પામી જ્ઞાતિના સેવા–યજ્ઞમા યાહોમ કરી ઝૂકયા આજે એ બન્ને રત્નો તરફ સૌને માન છે કારણ કે તેમનામા કાર્યશક્તિ છે અને અગમ્ય એવી સેવાભાવના છે પોતના પિતાનુ નામ આ જન્મમા ઉજ્જવળ કરે એવા બે રત્નો શ્રી મહેશ્વરભાઈ અને શ્રી. દલસુખરામ છે તે બન્ને ભાઈઓમાથી વહેતો અખડિત સેવાપ્રવાહ અકલપ્ય છે. શ્રી મહેશ્વરભાઈના ધર્મપત્નિ સૌ નર્મદા સુશીલ હોઈ સસ્કારી છે

રા. અબાલાલભાઈની ઉમર લગભગ ૬૮ વર્ષની છે છતાય હજી એના એજ સેવા–આદર્શો તેમના જીવનમા આર્વિભાવ થયેલા દૃશ્યમાન થાય છે તેમની અડગ ઇશ્વરભક્તિ અને કુટુબની એકધારી સેવાનુ એ સજીવ પ્રતિક છે. પ્રભો ! એમના વશમા વૃદ્ધિ કરો ને તેમને ચિરઆયુષ્ય અર્પો, એવી પ્રાર્થના.                (લેખક)

# શાસ્ત્રી રેવાશંકર મેઘજી પુરોહીત

શાસ્ત્રી રેવાશંકર મેઘજી પુરોહિત (દેલવાડાકર) નો જન્મ દેલવાડા (કઠીયાવાડ) ગામમાં સંવત ૧૯૫૨ના ભાદરવા સુદી ૪ ને શુક્રવારે થયો છે. તેમના પિતાનું નામ સ્વ. મેઘજી હરજીવન પુરોહિત છે ને માતાનું નામ સ્વ. કંકુબાઇ છે.

તેઓ સંવત ૧૯૬૦માં દેલવાડાથી મુંબઇ આવ્યા અને સ્વ. દેવીદાસ લલ્લુભાઇની સંસ્કૃત પાઠશાળામા સંસ્કૃત વિદ્યાભ્યાસ કર્યો. જેમાં વ્યાકરણ, સાહિત્ય, વેદ, જ્યોતિષ, ધર્મશાસ્ત્ર, પુરાણ વિગેરેનો સતત્ અભ્યાસ કર્યો તે પછી તેઓ "વ્યાકરણ શાસ્ત્ર' અને "આચાર્ય" ની પરીક્ષાઓમાં ઉત્તિર્ણ થયા.

તેમણે તેમના પિતાજીની સાથે અનેક યાત્રાઓ કરી છે. તેમનાં લગ્ન ૨૨મે વર્ષે દેલવાડાના વતની શ્રી. મણીશંકર લ ધારામ જાનીના પુત્રી પ્રભાવતી જોડે થયાં. તેઓ સુશિક્ષીત અને ધર્મપરાયણ છે.

ત્યારપછી સંવત ૧૯૭૭ના આસો માસથી તેઓ મુબઇ ગુલાલવાડીમાં આવેલી સ્વ. દેવીદાસ લલ્લુભાઇની સંસ્કૃત પાઠશાળામાં અધ્યાપક તરીકે નિયુક્ત થયા. તેઓ આજદિન સુધી તે શાળામાજ અધ્યાપન કરાવી રહ્યા છે.

શાસ્ત્રીજી અનેક માનવંત પદવીઓથી સુવિકસિત છે. (૧) "કાશી પંડિત સભા તરફથી "સદ્વિદ્યાવાગીશ"ની (૨) શંકરાચાર્ય તરફથી "સનાતન ધર્મ માર્તંડ"ની (૩) અખિલ ભારત વર્વિય વિદ્વત સંમેલનોપાધિ પરીક્ષા (અલીગઢ) તરફથી 'ધર્મશાસ્ત્રાચાર્ય" ની (૪) અયોધ્યા મહારાજ તરફથી "સંસ્કૃત મનીષી" ની (૫) પંડિત દયારામ ખટાઉ તરફથી "તર્કાલંકાર" ની. તે ઉપરાંત અનેક માનપત્રો, સુવર્ણપદક વિ. તેમને સન્માનાર્થે મળ્યા છે.

શાસ્ત્રીજીની ધાર્મિક અને સામાજીક સેવાઓ ઘણી પ્રસિદ્ધ છે. તેઓ પાખંડીવાદના કટ્ટર વિરોધી છે. ને તે વાદ આદરનાર સામે તેઓ જબરી ઝુંબેશ જાહેર પત્રો દ્વારા ઉઠાવવા ચૂકતા નથી. ધર્મ વિરોધીઓને સચોટ ઉત્તર આપવામાં તેઓ કાબેલ છે. તેમની ધર્મ પ્રત્યેની ધગશ ઉદ્દામ છે.

પોતે શ્રૌતસ્માર્ત ધર્માનુયાયી હોઇ શ્રી શંકરાચાર્યના અદ્વૈતવાદના પરમ ઉપાસક છે. તેઓ ઘણા વિદ્વાનોના સહચારમાં આવ્યા છે. તેઓ કાશીમાં ભરાયેલા અ. ભા. વ. બ્રાહ્મણ મહાસંમેલનમાં મુંબઈની શ્રૌતસ્માર્ત વિદ્વત્પરિષદ તરફથી પ્રતિનિધિ તરીકે ચૂડાલ જગદ્‌ગુરૂ શંકરાચાર્ય શ્રીમદ્ રાજરાજેશ્વરાશ્રમ મહારાજ સાથે કાશી ગયેલા ને તે પછી સ. ૧૯૮૮માં વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘના મહા અધિવેશનોમાં ઉક્ત શંકરાચાર્ય સાથે કલકત્તા ગયેલા.

તેઓ એક વિદ્વાન લેખક છે. તેમને પ્રાચીન અને ઐતિહાસિક પુસ્તકો વાંચવાનો તથા સંગ્રહ કરવાનો અત્યંત શોખ છે. તેમને લખેલાં પુસ્તકો (૧) એકાદશ ગીત (૨) ઉપવીત-વિવાદ સંસ્કાર રહસ્ય (૩) શિખા રહસ્ય છે.

તેમની અપ્રસિદ્ધ કૃતિઓમાં સંસ્કૃત 'હાસ્યાર્ણવ' નાટકની ગુજરાતી ટીકા હિંદુ ધર્મ રહસ્ય અથવા સનાતન ધાર્મિક પ્રશ્નોત્તર દીપિકા, અનંગરંગ, ગુપ્તપ્રકાશ મહાત્મ્ય વિ. છે.

જ્ઞાતિ મંડળોના ઘણા સંમેલનોમાં તથા જાહેર સંમેલનોમાં તેમને પ્રમુખ તથા ઉપ-પ્રમુખની અનેકવાર જગ્યાઓ મળી છે. તેમનો જ્યોતિષ ઉપર સારો કાબુ છે. તેઓ 'ગુજરાતી' 'ભવિષ્ય ચિંતન' વિ૦ ઘણા જાહેર પત્રોમાં લખે છે.

તેઓ ભારત ધર્મ મહામંડળ (કાશી)ની મુંબઇ પ્રાંતિક શાખા સભાના મહામંત્રી છે તથા કાશીના મહામંડળની અખિલ ભારત સંસ્કૃત વિદ્યાલયની પરીક્ષા બોર્ડના એક પરીક્ષક છે.

જાહેર જીવનમાં તેઓ રસપૂર્વક ભાગ લઇ રહ્યા છે. સનાતન ધર્મની સેવા કરવા તેઓ હરહંમેશ તૈયાર રહે છે.

શાસ્ત્રીજી પોતે વ્યવહાર કુશળ છે. નિખાલસ હૃદયના અને સદ્દગુણી છે. તેમને સંતતિ સુખમાં એક પુત્રી છે. તેમણે તેમના કુટુંબસહીત સં. ૧૯૯૧માં ગુપ્તપ્રયાગ તીર્થમાં એક અપૂર્વ હોમાત્મક મહારૂદ્ર યજ્ઞ ઘણુા દ્રવ્યભોગે કર્યો હતો. એ પ્રસંગે અનેક વિદ્વાનો તથા પ્રતિષ્ઠિત ગૃહસ્થો તેમના મહેમાન બન્યા હતા.

તેઓ સં ૧૯૭૦થી તે આજદિન સુધી મૌનવૃત્તથી ભોજન કરી રહ્યા છે. તેમણે સંવત ૧૯૮૭માં સત્યાગ્રહની ચળવળ સમયે મુંબઇમાં એક રેંટીઆવર્ગ ખોલ્યો હતો.

શાસ્ત્રીજીનું જીવન અનેકવિધ ધાર્મિક અને સામાજીક સેવા પ્રવૃત્તિઓથી રંગાયેલુ છે. તેઓ સ્વભાવે સરળ, માયાળુ અને પરોપકાર પરાયણુ છે. વળી તેઓ પ્રાચીન સંસ્કૃત્તિના સંશોધક ને રક્ષક છે. તેઓ સ્વધર્મનિષ્ઠ હોઈ પોતાનું પ્રવૃત્તિમય જીવન હોવા છતાયે સનાતન ધર્મની અને સ્વજ્ઞાતિની સેવા બજાવી રહ્યા છે. તેઓ પોતાના પિતાના પુણ્ય પગલે ચાલી રહ્યા છે બલ્કે કહીએ તો, તેમના પિતાશ્રીના સદ્દગુણો તેમનામા આર્વિભૂત થયા છે.

તેઓ શ્રી ઉનેવાળ સેવક મંડળના ૧૫મા સંમેલનના પ્રમુખ હતા, શ્રી ઉનેવાળ સેવા સમાજના પ્રથમ વાર્ષિક મહોત્સવના ઉપ-પ્રમુખપદે બીરાજ્યા હતા તથા શ્રી ઉ સુ યુવક મંડળના એક અધિવેશનના પ્રમુખ હતા.



## શ્રી. ગીરધારીલાલ મોતીરામ ભટ્ટ

શ્રી ગીરધારીલાલ ઉર્ફે રમણુનાલનુ મૂળ વતન વતરા (ચરોતર) છે તેમના પિતાશ્રીનુ નામ રા મોતીરામ કરૂણાશંકર તથા માતુશ્રીનું નામ સ્વ શિવલક્ષ્મી છે

શ્રી ગીરધારીલાલને નિગ્તૂન કેળવણી તથા સસ્કારો આપવામા તેમના પિતાશ્રીએ કચાસ રાખી નથી તેમના પિતાશ્રી ઉચ્ચ કેળવણીના હિમાયતી છે શ્રી ગીરધારીલાલને કેળવણી આપવા પાછળ તેમને યથાર્થ દ્રવ્યનો ભોગ આપેલો છે શ્રી ગિરધારીલાલનુ જીવન અનેક આદર્શોથી ભરપૂર છે. તેઓ અગ્રેજી ધોરણોનો સપૂર્ણ અભ્યાસ કરી ઉચ્ચ કેળવણીની પ્રાપ્તિ અર્થે કલકત્તામા આવેલા સુપ્રસિદ્ધ 'શાતિ નિકેતન'મા ગયા ત્યારપછી તેઓ ઔદ્યોગિક કેળવણી પ્રાપ્ત કરવા જર્મની ગયેલા ત્યાથી પાછા વળી તેમણે મુબઈમા એક સ્વતત્ર સોડ ફેકટરી કાઢેલી

હાલ તેઓ ધી ગાયકવાડ મીલ્સ–બીલીમોરામા સર્વિસ કરી રહ્યા છે તેઓ ત્યા ડાઇગ, બ્લીચીગ અને ફીનીશીગ માસ્તરના હોદ્દા ઉપર છે

તેમની જ્ઞાતિસેવા પણ અજોડ છે તેઓ પ્રત્યક્ષ યા પરોક્ષ રીતે પણ જ્ઞાતિસેવામા તન, મન અને ધનથી ઉત્તમ ફાળો આપતા આવ્યા છે જ્ઞાતિની દરેક હિતવિષયક પ્રવૃત્તિઓમા પ્રસગોપાત તેમના તરફના યોગ્ય દાનનો હિસ્સો તો હોયજ

તેમનામા જ્ઞાતિસેવા માટે પૂરતુ જોમ છે તેઓ આપણી જ્ઞાતિના એક આદર્શ રત્ન છે તેમના ધર્મપત્નિ સૌ કુન્તાબ્હેન પણ ઉચ્ચ કેળવણી પામેલા હોઇ મેરકારી છે

---

# સ્વ. પ્રહ્લ્લાદજી દલસુખરામ ભટ્ટ



રા પ્રહ્‌નાદજીભાઇનુ નામ આપણી જ્ઞાતિમા સુપરિચીત છે તેઓ સુરતના વતની હોઇ કેટલાએક વર્ષોથી મુ અઇમા વસતા હતા મુબઇના વેપારીવર્ગમા તથા પ્રતિષ્ઠિત ગૃહસ્થોમા પણ તેઓ પોતાની વ્યાપારી કુનેહથી બહુ જાણીતા થયા હતા

• તેમની જ્ઞાતિસેવા એકધારી અને અજોડ હતી શ્રી ઉનેવાળ સેવક મ ડળમા યથાર્થ પ્રાણ પૂરનાર તેઓ હતા. શરૂઆતમા મ ડળને જ્યારે અણધારી આર્થિક ભ ડોળની જરૂર પડતી ત્યારે રા પ્રહલ્લાદજીભાઇ તેમા સક્રીય સાથ આપતા અને પોતાની લાગવગના વેપારી–વર્ગમાથી પણ સારો ફાળો મેળવી આપી એ જરૂરીઆત પૂરી પાડતા.

તેઓ આજે ઘણા વર્ષોથી મ ડળના મ ત્રીપદે હતા અને તે સ્થાન દ્વારા તેમણે જ્ઞાતિસેવાનુ મહદ કાર્ય કર્યું છે 'જ્ઞાતિસેના' એ તેમનો જીવનમ ત્ર હતો સેવકમ ડળ'ના પ્રતિવર્ષે ઉજવાતા સ મેલનોમા પણ તેમનો સક્રીય ફાળો હતો. તેમની જ્ઞાતિસેવા અકલ્પ્ય હતી. સ પૂર્ણ ઉત્સાહથી અને ખ તપૂર્વક તેમણે 'સેવક મ ડળ'નુ મ ત્રીપદ દીપાવ્યુ છે

રા પ્રહલ્લાદજીભાઇએ તન, મન અને ધનથી સતત્ જ્ઞાતિસેવા બજાવી છે તેમના ધર્મપત્નિ સ્વ સૌ મગનબ્હેનનો પણ જ્ઞાતિસેવામા યોગ્ય ફાળો છે રા પ્રહલ્લાદજીભાઇ શરીરે સુદૃઢ હતા પર તુ છેલ્ના એકાદ બે વર્ષથી તેઓ અસ્વસ્થ રહેતા હતા

તેમનો સ્વભાવ માયાળુ અને આનદી હતો તેમની જ્ઞાતિસેવા મુગી હતી નિષ્પ્રાણમા પણ પ્રાણ પૂરનાર એવા એ સેવાયોગી હતા તેમના જીવનની રગેરગમા 'જ્ઞાતિસેવા'ના પુણ્ય સ્મબિ દુઓ વહેતા હતા.

કુદરતની લીલા અજબ છે. રા. પ્રહલ્લાદજીભાઇના મહદ્‌ભાગ્યમાં 'સેવક મંડળ'નો રજત મહોત્સવ ઉજવવાનું લખ્યું હતું અને એ મહોત્સવ રૂડી રીતે ઉજવી–નીરખી તેઓ સ્વર્ગે સીધાવ્યા.

તેઓ મુંબઇના વસવાટ દરમ્યાન અંધેરીમાં આવેલા તેમના બંગલામાં વસતા હતા. તેમના સંતતિ સુખમાં હાલ એક પુત્ર નામે શ્રી. ઘનસ્યામલાલ તથા પુત્રી નામે સૌ. રમાબ્હેન છે. બંન્ને ભાઇબ્હેનનું જીવન પોતાના પિતાના સંસ્કારોથી ઘડાયેલું છે. તેમનામાં જ્ઞાતિસેવા કરવાની તમન્ના છે

સ્વપ્ને પણ ખ્યાલ ન્હોતો કે, રા. પ્રહલ્લાદજીભાઇ 'સેવક મંડળ'ના સંપૂર્ણ કીર્તિકલાશ સમયેજ ચાલ્યા જશે! પરંતુ પ્રભુએ તેમને ઉપાડી લીધા, તેમનું અકાળ અવસાન થયું. આ શોકજનક અવસાનના સમાચાર સાંભળી સૌ આશ્ચર્ય ચકિત બની ગયા અને જ્ઞાતિ શોક સાગરમાં ડૂબી ગઇ.

આજે જ્ઞાતિમૈયાને તથા 'સેવકમંડળને' આ સેવાયોગીની અસહ્ય ખોટ પડી છે. ઇચ્છીએ કે, તેમના સુપુત્ર શ્રી ઘનસ્યામલાલ પોતાના પિતાના પુણ્ય પગલે ચાલી જ્ઞાતિસેવાના કાર્યમાં યોગ્ય ફાળો અર્પે.



જ્ઞાતિસેવા

# શ્રી. ભવાનીશંકર આત્મારામ ઓઝા



શ્રી. ભવાનીશંકરભાઇ મૂળ ઉનાના વતની હોઇ હાલ કેટલાએક વર્ષોથી વેપાર અર્થે મુબઇમા વસે છે. મુબઇના વેપારીવર્ગમાં તથા પ્રતિષ્ઠિત ગૃહસ્થોમાં તેમનું નામ જાણીતુ છે. તેમની આજે ઘણાંય વર્ષોથી મુંબઇમા 'બી. એ એન્ડ બ્રધર્સ'ના નામની દવાની જનરલ દુકાન છે.

તેઓ 'શ્રી ઉનેવાળ નાયળીઆ સેવક મડળ'ના પ્રમુખ છે. જ્ઞાતિસેવામાં તથા સમાજસેવામા તેમનો અથાગ ફાળો છે વળી આપણી જ્ઞાતિના ઉદાર દાનવીરોમાના તેઓ એક છે. તેમની સેવાભાવના અકલપ્ય છે જ્ઞાતિહિતાર્થે થતી તમામ પ્રવૃત્તિઓમા તેમની સેવા એક યા બીજી રીતે હોયજ.

દેશોન્નતિમા પણ તેમનું સેવાકાર્ય પ્રશસનીય છે રાષ્ટ્રીય લડત સમયે તેમને જે દેશસેવા બજાવી છે, તે તમામ મુબઇગરાઓને સુવિદિત છે મુબઇગરાઓના દિલમા તેમનુ સ્થાન અનેરૂ છે—ને રહેશે

જ્ઞાતિ સેવા-યજ્ઞમા પોતાનાથી બનતો સારો ફાળો આપી જ્ઞાતિહિતની પ્રવૃત્તિઓ વિકસાવવી, એ તેમનો જીવનધ્યેય છે તેઓ નાયળીઆ ભાઇઓમાના એક અગ્રગણ્ય કાર્યકર્તા હોઇ સેવાભાવી સજ્જન છે. તેમની પાસે જ્ઞાતિ સારી સેવાની આશા રાખી રહેલ છે.

આપણી જ્ઞાતિહિતની પ્રવૃત્તિઓમા તેઓ રસપૂર્વક ભાગ લઇ રહ્યા છે અને તેઓ જ્ઞાતિના રત્નસમા એક વીરનર છે.

## શ્રી. ગણપતરામ પ્રહ્લાદજી પંડયા

શ્રી ગણપતરામભાઇ સિદ્ધપુરના વતની હોઇ ત્યાંજ વસે છે તેઓ સિદ્ધપુર ચોરાના એક અગ્રગણ્ય કાર્યકર્ત્તા છે. જ્ઞાતિસેવાથે તેમનો ઉત્સાહ અનેરો છે.

તેઓ શ્રી ઉનેવાળ સેવક મંડળના જુના સેવકોમાંના એક છે. તેમના નામથી ભાગ્યેજ કોઇ જ્ઞાતિજન અજાણ હશે તેઓ પ્રભાવશાળી હોઇ એક આદર્શ નેતા છે. જ્ઞાતિસેવાની રગેરગમાં ધગશ રાખનાર હોઇ તેઓ જ્ઞાતિહિતના પ્રખર હિમાયતી છે. તેમની ઘણીખરી ઉમેદો હજી અણુવીકસ્યીજ છે.

જ્ઞાતિહિતની તમામ પ્રવૃત્તિઓમાં તેઓ રસપૂર્વક ભાગ લઇ રહ્યા છે. તેમની પ્રવૃત્તિઓમાં સેવાભાવની ભાવનાઓ છે. વધુમાં કહીએ તો, તેઓ સિદ્ધપુર ચોરાની કીર્ત્તિ ઉજ્જવળ કરે તેવા છે.

## સ્વ. રણછોડલાલ વશરામ ઉપાધ્યાય

આપણી જ્ઞાતિમા પ્રથમ સાયન્સ ગ્રેજ્યુએટ (BSc) થનાર આ ભાઇ અજાર (કાઠિઆવાડ)ના વતની હતા તેઓએ સં-૧૯૭૩મા આ પરીક્ષા ઉત્તિર્ણ કરી હતી. તેમના માનાર્થે જ્ઞાતિજંધુઓની એક જાહેર સભા સેવક મંડળે બોલાવી હતી

સ્વ. રણછોડલાલનું જીવન જ્ઞાતિના અભ્યુદય તરફ દોડનારૂ હતું. ઉંચી કેળવણી લઇ જ્ઞાતિહિત હૈયે રાખી સેવા બજાવનાર આ યુવક માટે જ્ઞાતિને સારૂ માન હતું જ્ઞાતિસેવા કરવાના કોડ તેમના અધૂરાજ રહ્યા છે.

તેમનામા સંપૂર્ણ યુવકશક્તિ હતી વળી તેઓ એક પ્રખર વકતા પણ હતા. તેઓ સેવક મંડળની પ્રવૃત્તિમા સારો રસ લેતા તેમની જ્ઞાતિસેવા એ મંડળ દ્વારા પૂર્ણ રીતેહવી વિકસી હતી.

તેમનું ખેદજનક અવસાન સં. ૧૯૭૬મા થયુ. છતાંયે જ્ઞાતિસેવા-પણની વિભૂતિ તરીકે તેમનું નામ કદાપી ભૂંસાનાર નથી.

## શ્રી. રૂપનાથ જયશંકર ઉપાધ્યાય

શ્રી૦ રૂપનાથભાઇ કોડીનારના વતની હોઇ હાલ ત્યાંજ વસે છે. તેમનામાં જ્ઞાતિસેવા કરવાની સંપૂર્ણ ધગસ છે. સ્વજ્ઞાતિનું શ્રેય સાધવા તેઓ હરહંમેશ અનેકવિધ પ્રયત્નો કરતાજ આવ્યા છે તેમની જ્ઞાતિસેવાનો ફાળો અથાગ છે.

તેઓ 'શ્રી ઉનેવાળ સેવક મંડળ'ના ખંભાતમા ભરાયેલા ૫ મા સમેલનના પ્રમુખ હતા. વળી તેઓ તાજેતરમાં (ચાલુ સાલે) એજ મંડળના મુ મઇમાં ઉજવાયેલા રજત મહોત્સવના પ્રમુખપદે હતા એ પદ દીપાવવામા તેમને જર અને જહેમતનો અત્યુત્તમ હિસ્સો આપ્યો છે રજત મહોત્સવ જેવા ટાણે એમનીજ મૌન સહાયથી આપણી જ્ઞાતિના વિભાગો-છારીઆ, બાજીઆ અને નાથળીઆ એકત્રિત થયા હતા મૌએ આનદપૂર્વક સ્નેહભોજન લીધું હતુ.

સૌરાષ્ટ્રમા વસેલા આપણા જ્ઞાતિ સમૂહમા 'શેઠ'ના માનદ ઉપનામથી તેઓ ઓળખાય છે. બટકે આપણી જ્ઞાતિમા તેમનો ગાન મરતબો સારી રીતે જળવાય છે. તેઓ નિખાલસ હૃદયના હોઇ સેવાભાવી છે તેમના સદ્ગુણોની પરિસિમા અકલ્પ્ય છે.

આજે કેટલાએક વર્ષોથી તેઓ 'વડોદરા પ્રજામંડળ'ના સભ્ય છે તે જગ્યા પર રહી તેઓ યથાશક્તિ સમાજસેવા પણ કરી રહ્યા છે વળી તેઓ કોડીનાર તાલુકાના એક અગ્રગણ્ય કાર્યકર્તા છે આમ તેઓ જ્ઞાતિની બહાર (સમાજમા) પણ સારી સેવા બજાવી રહ્યા છે. તેઓ સદ્ભાવી, વિવેકી અને શિક્ષિત છે. આબાલથી વૃદ્ધો સુધીના જનોની ચાહના તેમના પ્રત્યે છે.

થોડાજ વર્ષ ઉપર જ્યારે શુભપ્રયાગનો સુપ્રસિદ્ધ હિંદુ કેસ ચાલતો હતો ત્યારે તેમણે તેમા તન, મન અને ધનથી મારો ફાળો આપી આખાયે સૌરાષ્ટ્રમા ઉનેવાળ'ની કીર્તિની ફોરમ ફેલાવી છે.

આવા જ્ઞાતિરત્નથી આજે આપણી જ્ઞાતિ ઉજ્જવળ છે. શ્રી રૂપનાથભાઇના નયનો જ્ઞાતિની ઉન્નતિ નીરખવા તલસી રહ્યાં છે. ને એ તનમાટ માચા હૃદયનો હેઇ મૂલ્યવાન છે.

શ્રી. રૂપનાથભાઇનુ કુટુંબ બહોળું અને પ્રતિષ્ઠિત છે

# શ્રી. કેશવરામ મોતીરામ શાસ્ત્રી

શ્રી. કેશવરામ શાસ્ત્રી શુક્લતીર્થના વતની હોઇ હાલ પોરમાં રહે છે. ત્યાં તેઓ એક પાઠશાળા દ્વારા બ્રાહ્મણ વિદ્યાર્થીઓને અધ્યાપન કરાવી રહ્યા છે. તેઓ 'શ્રી ઉનેવાળ સેવક મંડળના' પીઢ અને જુનામાં જુના સેવકોમાંના એક છે

જ્ઞાતિના હિતકાર્યોમાં તેઓ સદૈવ અપૂર્વ ઉત્સુકતા દર્શાવી પોતાનો યોગ્ય ફાળો આપી રહ્યા છે. તેમની જ્ઞાતિસેવા સુવિદિત છે. તેઓ 'સેવક મંડળ'ના મુંબઇમાં ભરાયેલા પ્રથમ સંમેલનના પ્રમુખ હતા ત્યારબાદ તેઓ એજ મંડળના ૪ થા સંમેલનના ઉપ-પ્રમુખપદે તથા ૯મા સંમેલનના પ્રમુખપદે આવી ગયા છે.

તેઓ 'શ્રી કાનમ ઉનેવાળ જ્ઞાતિ સમાજ'ના અગ્રગણ્ય કાર્યકર્તા હતા. જ્ઞાતિ માંહે ચાલતી હિતકર પ્રવૃત્તિઓમાં રસમગ્ન બની તેઓ સારી પ્રેરણા આપી રહ્યા છે. તેઓ યુવકોને સત્ય માર્ગે દોરવામાં તથા જ્ઞાતિહિતની પ્રાથમિક ચળવળમાં સક્રીય આત્મભોગ આપનાર મુખ્ય હોઇ એક સાચા સેવક છે.

પ્રથમ તેઓ 'વિવાહ પ્રતિજ્ઞા' નામની પત્રિકાના યોજક હતા. ત્યારબાદ તેમણે 'નિત્ય તર્પણ પ્રયોગ' નામક એક પુસ્તિકા લખી બહાર પાડી હતી. તેમનામાં 'જ્ઞાતિપ્રેમ'નો ધ્યેયલક્ષી સદ્ગુણ અમરત્વ પામેલો છે

આજે, કેટલાએક વર્ષોની તપશ્ચર્યા બાદ કાનમ ચોરાની સુધારણાના પ્રયત્નો તેમના થકી ફત્તેહમંદ નીવડયા છે. તેમણે સતત પરિશ્રમ વેઠી એ ચોરાની સુવ્યવસ્થિતતા, ધાર્મિક ક્રિયાઓની સુપદ્ધતિ અને યોગ્ય પ્રણાલિકાઓના ઘડતરમાં પોતાનો પ્રશંસનીય ફાળો આપ્યો છે. તેમણે કાનમચોરામાં જ્ઞાતિહિતની પહેલવહેલી ચળવળ શરૂ કરી હતી.

---

## ઉત્તમ દાન

જ્ઞાતિસેવા : : વિદ્યાસે...

આપને ત્યાં આવતા શુભાશુભ પ્રસંગે
જેમ બીજાં દાપાંઓમાં ફાળો આપો છો તેમ

—સમસ્ત ઉનેવાળ જ્ઞાતિની માનનીય સંસ્થા—

# શ્રી ઉનેવાળ સેવા સમાજ

## (અમદાવાદ)

ને

પણ શુભાશુભ પ્રસંગે યાદ કરી,
યથાશક્તિ દાન આપી જ્ઞાતિફરજ અદા કરો.

—કે જેની—

પ્રવૃત્તિઓ તમારાં આંગણાં ઉજમાળવા
હરહમેશ તૈયાર છે.

